# પ્રસ્તાવ

માણસની જેમ જ પુસ્તકને પણ કોઈ વાર એક ભવમાં બે ભવ થાય છે. આ ચોપડી ૧૯૩૧માં વીસાપુર જેલમાં લખાઈ; તે તો એક અંગત અનુભવ ફરી સંભારીને વાગોળવા માટે. નાશિકની એકાંત કોટડીઓમાં થોડા મિત્રો જોડે જે અનુભવેલ તે તે કાળની ભાવમય ઉમ્મરે વાર્તા-રસથી ભરપૂર ને સંઘરવા યોગ્ય અનુભવ લાગેલો. નવલકથા કેમ લખાય તેનો એકડો પણ નહિ જાણતાં છતા એ અનુભવનું જોર જ એવું હતું કે પહેલી વીશીમાં જ એ બધું આવડ્યુ તેમ લખ્યું. ત્યારે એ છપાશે તેવો ખ્યાલે નહોતો. બે-ત્રણ વર્ષ પછી શ્રી. કકલભાઈએ એ જોઈને છાપવાની માગણી કરી. 'જલિયાંવાલા' ને '૧૮૫૭' દ્વારા સાહિત્ય-ના સભામંડપમાં બારણા સુધી પ્રવેશ મળ્યો હતો એટલે એ હામ બીડી; જોકે એની સાહિત્યવિષયક યોગ્યતા વિષે મને શંકા હતી.

'ફૂલછાબ'ના ભેટપુસ્તક તરીકે એનો પ્રથમ ભાગ બારેક વર્ષ પૂર્વે અપાયેલો. બીજો ભાગ કેમ સૌને આપવો તેનો વિચાર ચાલતો હતો, ત્યાં શ્રી કકલભાઈ અને એમના સાથીઓ એ સંસ્થામાંથી છૂટા થયા ને પુસ્તક ધૂળ ખાતુ રહ્યું

ફરી આજે બાર વર્ષે પૂગ પુસ્તકરૂપે એક જ ભાગમાં એ પ્રસિદ્ધિને પામે છે. આજે પણ એની સાહિત્યવિષયક કિંમત મારે મનથી વધી તો નથી ગઈ, પણ ઇતિહાસની નજરે મારી પા પા પગલી માંડતી કલમે જે નોંધ્યું છે તે જો અનાયાસે સચવાઈ જતું હોય તો એ કાંઈ અનિષ્ટ નથી તે ગણતરીએ એને વાચક પાસે ધરું છું.

કદાચ મારો તેમ જ મારા મિત્ર ઇશ્વરભાઈનો એમા સૂક્ષ્મ અહંભાવ પણ હોય તેમે બને, કારણકે લેખકની જેમ જ એઓ પણ પેલી એકાંત કોટડીઓમાં સાંકળે બંધાવામા સાથે હતા.

ને પોતાના અતિ સામાન્ય એવા પરાક્રમની વાત કોને કહેવી નથી ગમતી !

આમદક્ષિણામૂર્તિ
આંબલા

દર્શક

સંવત ૧૯૮૮ના ચૈત્ર મહિનાની એક બપોરે એક વિશાળ ખેતરમાં માણસોનાં છૂટાંછવાયાં ટોળાં કામ કરતાં હતાં. ખેતર ફરતી કાંટાળા તારની સર્પાકારે વાંક લેતી એક લાંબી વાડ હતી. વચમાં કેટલેક ઠેકાણે પશુઓએ પ્રવેશ કરવા કરેલા પ્રયત્નના સાક્ષીરૂપ ગાબડાં પડેલાં હતાં.

ખેતરની બરાબર વચમાં એક વાવડી હતી, એની આજુબાજુ પાંચ-સાત આંબા, બે-ચાર જમરૂખી ને બોરસલીની ઘટા જામી ગઈ હતી. વાવડી આગળ આ સડકને એક બીજી સડક મળતી, જે ખેતરના પૂર્વ છેડાથી પશ્ચિમ છેડા સુધી જતી. આ સડકની પેલી બાજુનો ભાગ બિનવપરાયલ હતો. દસ દસ પંદર પંદર માણસોની ટોળીઓ છૂટી છૂટી આ ભાગમાં કામ કરતી હતી. આ બાજુની વાડનાં ગાબડાં પૂરી દેવામાં આવ્યાં હતાં. જૂના કટાઈ ગયેલા તારમાં તદ્દન નવા તાર જરી ગયેલા લુગડામાં નવા લુગડાનું થીગડું શોભે તેવા શોભતા.

વાવડીના થાળા પર ઊભા રહીને નજર કરતાં એક બાજુ ઊંચી-નીચી ટેકરીઓવાળો પ્રદેશ દેખાતો-મુક્ત અને ઉજ્જડ. ક્યાંક ક્યાંક, શિયાળાની એકાદ સાંજે નિરભ્ર આકાશમાં એકાદ વાદળું સોહે તેવું બે-ચાર ઝાડ વચ્ચે ઢંકાયલું એકાદ ઝૂંપડું દેખાતું. બીજી બાજુએ દૂર કોઈ મહા ભૂજંગની જેમ પથરાયેલી જેલની દીવાલ દેખાતી. એની કાળા પત્થરની બાંધણી, એનો ઊંચો બુરજ, નાની ને નીચી એરેકોને દબાવી ગોળ ગોળ આકારમાં ઊંચે ચડતી એના ઘંટા-

‘ બીજુ કાંઈ નહિ  વિના કારણ હેરાન કરવાનો એક નવો રીવાજ, કોઈ રીતે તમે થાકો છો ?’

‘ વાતમાં શુ માલ છે ! તો તો ખાડ ખાય છે ’

‘ એકલી ખાડ નહિ, ઘી પણ ’ બધા હસી પડતા

ખેતરના એક ખૂણે આઠ–દસ જુવાનોની એક ટોળકી કામ કરતી હતી. ચાર–પાંચ જણા તીકમ વતી ખોદતા હતા  જાણે સલ્તનત પરનું વેર વાળવા મથતા હોય તેમ ખૂબ ઊંચે લઈ જઈ તીકમને જમીનમા પછાડતા થોડી વાર શ્વાસ લેતા ઘોબી પાછા ઉપાડી બીજો ઘા કરવા આગળ વધતા, કોઈ કોઈ વાર જિન વાપેન હાથમાથી મડ કરતો હોય એમ તીકમનો હાથો છટકી જતો.

આવી રીતે કામ કરતા કરતા ત્રણ–ચાર જણા ભેગા હાથા એમની વાતો કરતા હતા સામે શેઢે એક જણ પીંપળાના છાયા નીચે બેઠેલ પોનીસ સાથે ઊભો રહીને વાત કરતો હતો પાસે સડક પર પાણીનો એક પાવડો ને ત્રણ પડ્યા હતા ખેતરના ને સડક વચ્ચે એક વોકળ વાળી બનાવેલો બંધ હતો

‘ પ્રકાશભાઈ તો ચોટ્યા તે ચોટ્યા જ ’ ખોદનારા જુવાનમાંથી એક કે જેને જુવાન કરતા છોકરાનુ નામ આપવુ જ વધુ યોગ્ય લાગે તેણે થાક ખાવા ઊભા રહેતાં કહ્યુ

જેને સંબોધીને આ વાક્ય બોલાયુ હતુ તે પ્રકાશ – ધી આવતો દેખાયો આવીને તીકમ હાથમા લેતા જ એણે પૂછ્યુ ‘ પછી મનોજ, તે બાપાને કાંઈ કહ્યુ ? ’

‘ તમને વળી વાતમા રસ પડે છે ખરો ? ’ મનોજે મડીની ચાળ વતી ચશ્મા સાફ કરતા પૂછ્યુ

‘ કેમ પૂછવુ પડ્યુ ? તારી વાતમા રસ ન પડે એવુ બન્યુ છે ખરુ ?’ પ્રકાશે ‘ તારી ’ શબ્દ પર ભાર મૂક્યો બન્ને એક જ સ્થળે પરણ્યા હતા ને જેનમા આજ સુધી સાથે જ રહેતા આવ્યા હતા

'ના, ના, એ તો તમે હમણા આવુ છુ એમ કહીને ગયા તે ગયા જ અમારા કરતા કેટલા પાછળ રહી ગયા એ ખબર પડી ?'

'એ તો એની સાથે જરા વાત કરવા રોકાયો એટલે વાર લાગી '

'એ શુ કહેતો હતો ?'

'કહે શુ ! બાળા આવતો હતો, સૌની જેમ શુ કરીએ–પેટની ખાતર આ નોકરી કરીએ છીએ–એવુ બધુ બીજુ શું હોય ? પણ તારી વાત કહે ને !'

'હું તમને શી વાત કરતો હતો ? હા, બરાબર ! બાપાને હું શુ સમજાવી શકુ ? ને એટલી આવડત હોય તો યે હિંમત ક્યાંથી ચાલે ! એટલે આપણે તો જે દિવસે સામાવાળા નાળિયેર લઈને આવવાના હતા તે દિવસે સવારના પહોરમા 'પાવેનાગઢ જાઉ છુ' એમ કહીને થઈ ગયા ગુમ' બધા ખડખડાટ હસી પડ્યા

સ્વાતંત્ર્ય-યુદ્ધમા ધસતા માનવવિરાટ સામે દૃષ્ટિ નાખીશુ તો આપણી નજરે જુવાનો જ ભરી દેશે ૧૬ ને ૨૨ વચ્ચેના કૌમાર્યને મૂકેલી યૌવનને ગ્રહણ કરતા એ અલબેલાઓના મનમા આદર્શ ઊર્મિ જન્મી છે ને એમણે કૂચ શરૂ કરી છે એ કૂચ ક્યા જઈને અટકશે ? એને કોણ જાણશે !

મનોજ તો હજી જુવાન પણ ન હતો એનામાં કૌમાર્યની મીઠી સૌરભ ઊભરાતી, એના કિલકિલાટમા મધુર ઊર્મિમય સંગીત નિઝરતુ. યજ્ઞનો એ પવિત્રતમ બલિ હતો પ્રખર તાપમાં આટલી મહેનત પછી એની નિર્દોષ વાતો સહુના દિલને બહેલાવતી એની ઉમ્મર સોળ વર્ષની હતી કેટલાકને કુદરત પોતાનું બાલ્ય સ્વરૂપ ચિરકાળ સુધી સુપ્રત કરે છે મનોજ એ ભાગ્યશાળીઓમાંનો એક હતો

હાસ્યનો અવાજ હજુ શાંત પડ્યો ન હતો ત્યાં વોર્ડરે બૂમ

મારી ' આરા દિન બાતા કરનેકે નિયે તુમ નહિ આયા કામ કરો, કામ કરો ' ઊભા રહેનાઓએ તીકમ ચનાવવા માંખ્યા માત્ર એક ધીરો અનાજ આવ્યો ' ઠો ને બોલ્યા કરે, એને તો ટેવ પડી ' બોલનાર છેક છેડા ઉપર ઊભો હતો એની ઉમ્મરના પ્રમાણમા એનુ શરીર મજબૂત દેખાતુ એનો ચહેરો તેજસ્વી ને અખત હતો એક હાથ બેદરકારીથી તીકમના હાથા પર મૂકી બીજા હાથે કપાળ પરનો પરસેવો લૂછતા એણે કહ્યુ ' માણુમાઈ જ ક્યા હૈ ? ' એની નજર વૉર્ડર પર ઠરેલી હતી, પણ સમુદાયમાથી અત્યારે કોઈ એની વાત સાભળવા તૈયાર હોય એમ લાગતુ ન હતુ સૌ મનોજની વાત સાભળવાના રસમા ગરકાવ હતા વળી એ આ ટુકડીમા પહેલવહેલો આજે જ આવ્યો હતો, એટલે કોઈ એને ઓળખતુ નહોતુ એણે કટાણાને જમીન પર દાઝ કાનવવા માડી

' પછી બાપા ખૂબ ગુસ્સે થયા હશે ખરુ ? પ્રકાશે એની મોટી ને કાળી આખો મનોજ પર ઠેરવીને પૂછ્યુ

' તે પછી તો હુ મળ્યો જ નથી ને ! ગુસ્સે ન થાય ? પોતાના લોકો પાછા ગયા, કુટુબીઓમા નાલેશી થઈ એ ઓછુ કહેવાય ? પણ બીજો રસ્તો ન હતો ત્યા શુ કરુ ? ' પ્રકાશ તરફ ફરી કાઈક નવુ સાભળવાની ઇચ્છા રાખતો હોય એમ એ તાકી રહ્યો

' એક રસ્તો હતો ' છેડા પરથી અનાજ આવ્યો બધાએ મો ફેરવ્યા તો એમનો નવો સગાથી બોલતો હતો

' શુ ? ' મનોજે પૂછ્યુ

' સગપણ થાય તેથી તમે નાખુશ હતા એ તમે કબૂલ કરો છો તમારા પિતાશ્રી આગળ આ વસ્તુ તમે સ્પષ્ટ કરી શકો તેમ નહોતા, સ્પષ્ટ કરો તોપણ એ માને કે કેમ એ શકા હતી, ને એ વર્તનુ તો માનસ જ એ છે પણ તમે બીજા પક્ષને પીસરી ગયા–તમારા ભાવી શ્વશુરપક્ષને તમારા સસરાને લગ્ન અગે

ના તમારા વિચાર, જડત પ્રત્યેની તમારી સહાનુભૂતિ, તમારુ અસ્થિર માનસ, તમારી વરે નિશ્ચિત વિચારો કરવાની તમારી અશક્તિ, આ બધુ સ્પષ્ટ કરીને તમે એક પત્રમાં લખ્યુ હોત તો તમારે આમ જવુ પડત ? ઘર સાથે આવડી કડવાશ ઊભી થઈ હોત ? તમારા ભાવિ સસરા આ જાતના તમારા વિચારો જાણ્યા પછી એની દીકરીનું સગપણ તમારી સાથે કરવાની હિમત કરત ?' બોલતા બોલતા એની આખ ચમકતી હતી બધાને એમ લાગ્યુ કે આ નનો બરાબર હતો ને જો મનોજને આ સૂઝયુ હોત તો આમ ઘર સાથે અણુમતાનન થાત, ને પરિસ્થિતિનો સરસ રીતે અત આવત

બધા ગયા. માત્ર પ્રકાશ ને છેડા પરનો જુવાન બે જ બાકી હતા. પ્રકાશે પૂછ્યું: 'તમારુ નામ?'

'પ્રદ્યોત.' જવાબ મળ્યો. એની નજર દૂર પપૈયાંની હાર વચ્ચે છત્રી ઓઢી ચાલ્યા આવતા હવાલદાર ઉપર ઠરી હતી.

'તમે પહેલી ટુકડીમાં નહોતા, ખરું?'

'હા, હું ત્રીજીમાં આવ્યો.' એણે દેખીતી બેદરકારીથી જવાબ આપ્યો. પ્રકાશને લાગ્યું કે એને વાત લંબાવવી ગમતી નથી એણે એનું કામ કર્યે રાખ્યું.

પાણી પીવા ગયેલાઓને બેઠેલા જોઈ વૉર્ડરે બૂમ મારી 'જલ્દી ચલો, જલ્દી ચલો, કામ કભી ખતમ હોગા?' ઊભેલા પ્રદ્યોત તરફ ફરીને કહ્યુ 'જરા જોર રખ્ખો જોગ, અભી ખલાસ હો જાયગા' એમ કહી હવાલદાર બીજી બાજુએ ચાલ્યો

હવાલદારને બીજી બાજુ ચાલ્યો ગયેલો જોઈ વૉર્ડરે કયાંથી એક પપૈયુ શોધી છાતીએ લગાડેલ મિલ્લા વતી કાપી ખાવા માંડ્યુ. ખાતાં ખાતા એ બધા તરફ જોઈને બોલ્યો 'કયા કરે લાલા!' ને હસી પડ્યો એ શા માટે હસ્યો તેની કોઈને સમજ પડી નહિ. પ્રદ્યોતને થયુ, 'કેવુ હસે છે!'

'સીટી ક્યારે વાગશે?' મનોજે સૂર્ય તરફ જોતા કહ્યુ કામ બધ કરતી વખતે હવાલદાર વાવડીના થાળા પર ઊભો રહી સીટી વગાડતો એટલે સૌ ખૂણે ખૂણેથી કામ છોડી ત્યા આવતા.

'મને લાગે છે કે બહુ વાર નહિ હોય સાડા ત્રણનો મેલ પસાર થયે તો ઠીક વખત થઈ ગયો.' પ્રકાશે જવાબ આપ્યો.

ખેડૂત મેઘની રાહ જુએ તેમ સૌ સીટી વાગવાની રાહ જોતા. એની પ્રતીક્ષા કરવાનો સમય મુકરર ન હતો. કોઈને એકાદ ટ્રેન પસાર થતા સીટી હમણા વાગવી જોઈએ એમ લાગતુ, તો કોઈને સૂર્ય ભગવાન કે એના તડકાછાંયડા આવીને કાનમાં કહી જતા.

'આજે 'ઑક્સન ફાઈન' ફરી કેમ કામ કરે છે?' પ્રશ્ને પૂછ્યું 'વાવેતરને પાણી પાવા માટે જે ટુકડી કોસ એંચતી એને મશ્કરીમા સૌ' ઑક્સન ફાઈન 'કહેતા કોઈ સ્વભાષાપ્રેમીએ 'વૃષભ જૂથ' એવુ નામ સૂચવેલું, પણ આપણામા સ્વદેશાભિમાન હોય તો સ્વભાષાભિમાન આવે ને!

'ઑક્સન ફાઈન'માં ચૂંટાતા લોકોના શારીરિક બળની કેળવણી વાર કસોટી જ થતી બળ સરી કરીને તેઓ એટલા વળી જતા કે મોઢું જમીનને અડવા આવે તો પણ ત્રાસ કોઈક વાર ઉપર આવવા સ્પષ્ટ ના પાડતો.

આગલે દિવસે આ 'વૃષભ-જૂથે' એમની ઉપરના પોલીસ સાથે એવો ઠરાવ કરેલો કે આખા દિવસમા અમુક સંખ્યાના ક્યારા ને પાણી પાઈ દેવું, જ્યારે એટલું કામ પૂરુ થાય ત્યારે બેસી જવાનુ એ પ્રમાણે કોસ ખેંચીને એમણે બે વાગ્યા સુધીમા, કામ પૂરુ કરી નાખેલું ને બેસી ગયેલા

'બીજુ શુ કારણ હોય?' 'ફૂકો' કહે કે બસ જ્યાં સુધી કામ કરવું પડશે નહિતર તમને ને પોલીસ બન્નેને ખડા કરીશ' એક જણે ખુલાસો કર્યો હવાલદારનું નામ સૌએ ફૂકો પાડ્યું હતું બાળસ્વભાવ પર પડેલા પ્રતિબિંબો આવી ટીખળવૃત્તિમા ન પરિણમે તો દુનિયામાં કેટલાય ડાહ્યા ને મોટા પાઘડાવાળાઓને એમની નાનમનો અનુભવ કોણ કરાવે? હવાલદારનો સ્વભાવ વિના કારણ ટકટક કરીને ત્રાસ આપવનો હતો રસ્તે ચાલતા જે મળે તને તે અટકાવતો ને પૂછતો 'કીધર ચલા? કાયકુ? અચ્છા, ઐસા નહિ ચલેગા' આવા આવાં વાક્યો વિના કારણ એના મોંમાથી નીકળતા કામ કરનાર ને નહિ કરનાર કોઈ એના સપાટામાથી છૂટતું નહિ

'પોલીસે આવીને હાથ જોડ્યા ને કહ્યુ 'સાઈસાબ, મારો

પટ્ટો જશે હવાલદાર દમ'ડી દે છે' એટલે ધીમે ધીમે શરૂ કર્યું છે એક જણે ના પાડી એટલે એને ખાટલા પર લઈ જવાનું કહ્યું છે '

'ઊભરો? A villain he is.' પ્રદ્યોત બોલી ઊઠયો 'એ લોકો આપણને સમજે છે શું? વધારેમા વધારે કામ લઈ, ઓછામા ઓછો ને ખરાબમાં ખરાબ ખોરાક આપવો, આપણને હડધૂત કરવા, એ બધું યે કદાચ આપણે સહન કરી લઈએ, પણ આ જાતનું અપમાન–ગિમામણી ક્યાં સુધી સહન કરવી? એના આખા મુખ પર ક્રોધની લાલાશ ને નિષ્ફળતાનો ઉકળાટ છવાયા હતાં

'જ્યા સુધી આપણી ને પેલા કામ કરે એ ક્રીમીનનો વચ્ચે તફાવત ન રહે ત્યા સુધી' પ્રમશે દૂર કામ કરતા ગુનેગારો પ્રત્યે હાથ લબાવતા કહ્યું એના સ્વરમા કઈક થડકારો હતો બધા ભવિષ્યવાણી સાભળતા હોય તેમ કામ કરતા થભી ગયા

'ગઈકાલે જેલર કારખાનામા ગયેલો આપણા બાનુભાઈનો–સુદર્શન પ્રેસવાળાએ કહ્યું કે હું લખી શકુ છું મને લેખન સાધન મળવા જોઈએ સારે જવાબ મળ્યો કે તમને હક નથી.' બિચારા બાલુભાઈથી બોલાઈ જવાયુ કે 'but we are political prisoners.' સા તો નામદારનો મિજાજ ખારો થઈ ગયો, 'no you are a C class prisoner, nothing more' બાનુભાઈની દશા તો જોવા જેવી થઈ' મનોજે એક નવા સમાચાર આપ્યા

'એને કહેવુ જોઈતું હતુ કે તો પછી Population Board પર C D. અને Ordinary એમ બે ભાગ શા માટે પાડો છો?' પ્રમશે હસતા હસતાં કહ્યું

સીટી વાગતી સભળાઈ સૌ કામ છોડી વાવડી તરફ વળ્યા. રસ્તામા પ્રકાશે પ્રદ્યોતને પૂછ્યુ 'તમે મુબઈથી પકડાયા?'

'ના, વિદ્યાપીઠમાંથી '

'તમે ક્યા વોર્ડમા છો ?'

'છઠ્ઠા '

'બેરેક નબર ?'

'ત્રણ '

'ત્રણમાં તો હુ યે છુ તમને જોયા હોય એમ લાગતુ નથી '

'હું ગઈકાલે રાત્રે જ આવ્યો.'

'એમ હશે ત્યારે '

'તમને આપણો તેજોવધ થતો નથી લાગતો ?' પ્રદ્યોતે થોડી વારે પૂછ્યુ

'શેમા ?'

'જે રીતનુ આપણી સાથે વર્તન ચલાવવામા આવે છે તેમા ' એણે સહજ કડકાઈથી કહ્યુ

'ના, એમ નથી. પણ જે રીતે આપણે સહન કરતા આવીએ છીએ એ રીતમાં આપણો તેજોવધ છે પણ એ વિષે આપણે નિરાતે વાત કરીએ તો ?'

પ્રદ્યોતને લાગ્યુ કે આ 'ઊગતો નેતા 'એની મશ્કરી કરતો હતો, એની વાતને હળવે હૈયે અવગણતો હતો. એણે જવાબ ન આપ્યો

વાવડી આગળ પહોચ્યા તો ત્યા ખૂબ ધમાલ મચી હતી કોઈ થાળામાથી પાણી લઈ હાથ ધોતા હતા, તો કોઈ બે ચાર મિત્રોની ટોળી જમાવી વાતો કરતા હતા વોર્ડરો 'ધાસ્ત ફાઇલ,' 'મોટક ફાઈન ' ' ફાવડો ફાઈલ,' 'ઇધર ચલો ઉધર ચલો ' એમ બૂમો મારતા યતનભારભના પ્રતિબોની જેમ અહીંથી ત્યા ઉતાવળા ઉતાવળા ફરી રહ્યા હત કેટલાક કેદીઓને થાળા

* કેદ

ની બીજી બાજુએ ભાજી અને મૂળાશકરિયાં પાણીમાં સાફ કરી કરી કોથળામાં ભરતા હતા. કેટલાક પપૈયાંની બીજી બાજુએ બેઠા બેઠા સાંકળબેડી ઊજળી કરતા હતા. એકાદ સુપ્રિન્ટેન્ડેન્ટના વખતમાં ચકચકતા તાંસળો ને બેડી જોઈ માફી અપાઈ હતી, તે દિવસથી એને ચોકખાં રાખવામાં ફાજલ વખત ગાળવો એમ નક્કી થઈ ગયું હતું. એક બાજુ હવાલદાર પાંચસાત સિપાહીઓના ટોળા વચ્ચે ઊભો રહી એમની પાસેથી હિસાબ માગતો હતો. વચમાં એકાદ પસાર થતી ટુકડીનો વૉર્ડર આવીને 'પંદર કેદી બરાબર સા'બ' એમ કહીને ઊભો રહેતો ને ચોપડીમાં સંખ્યા ટપકાવતો. દશ્ય શાક-પીઠ કે દાણાપીઠમાં થતી હરરાજીનો ખ્યાલ આપતું. જેલમાં યે માનવજીવનનો એક યા બીજી રીતે વિક્રય જ થાય છે. એ વિક્રય-નો સાક્ષી એ કોસ હતો, એને ખેંચવાના ડાંડવા હતા, ને સામાન્ય ગુનેગારોની સાંકળબેડી હતી

શાક ધોનારની પાસે એક-બે વૉર્ડરો આવીને મૂળાના કાંદા તોડીને ચાલતા થયા. એમને દૂર ગયેલા જોઈ એક ધોનારાએ શકરિયું લઈ કોઈ દેખે નહિ તેમ ઝડપથી કેડે ચડાવી દીધું. પગ ધોતાં ધોતાં પ્રદ્યોતે આ જોયું ને પ્રકાશને બતાવ્યું ને હસીને કહ્યું: 'આપણે સારું શાક જોઈએ, સારી ભાજી જોઈએ એમ બૂમ મારીએ પણ ક્યાંથી મળે? હજુ આમાં વચ્ચેથી કેટલું ચવાશે એ કોણ જાણે છે? પછી કચરો ઉમેરાઈ ને આવે એમાં નવાઈ શી? સીધું લેવાની ને રાંધવાની તમામ વ્યવસ્થા જ્યાં સુધી આપણા હાથમાં ન આવે ત્યાં સુધી કાંઈ જ શક્ય નથી. આવાને આમ કામ કરતા કેમ અટકાવી શકીએ?'

'આવી લાંબી સજાવાળા પ્રત્યેની વર્તણૂકમાં જ ફેર પડવો જોઈએ. એ જો આમ ન કરે તો વીશ વર્ષ કાઢે શી રીતે?' પ્રકાશે હસતાં હસતાં એમના પ્રત્યે એક દયાની નજર નાખી.

પ્રદ્યોતને આ અહિંસાવૃત્તિ ન ગમી. પ્રકાશ એ અણગમો ન દેખે એટલા માટે એણે મોઢુ ફેરવી લીધુ. ટોળામા હાથમા પાવડા સાથે ઊભેલા એક જુવાન પર એની નજર પડતાં બૂમ મારી ' નરોત્તમ, નરોત્તમ ' પણ એણે સાભળ્યુ હોય એમ લાગ્યુ નહિ એટલે ' હમણા આવુ છુ હો ' એમ કહી ટોળામા ઘૂસ્યો

પ્રકાશ એની ટટાર ને પગલે પગલે કઈક કચડવા મથતી ચાલ પાછળ જોઈ રહ્યો એને થયુ ' પણ આવી અતડાઈ શા માટે ? '

: ૨ :

પ્રદ્યોતનો ઉકળાટ ખોટો ન હતો. છેલ્લા ચાર-પાંચ માસ થયાં બધા જુદી જુદી રીતનો ત્રાસ સહન કરતા આવ્યા હતા. પાંચ માસ પહેલાં નવા જેલરે આવીને હુકમો કાઢ્યા· 'બહારનાં પુસ્તકો નહિ મંગાવાય, લેખન-સાહિત્યની મનાઈ છે, સાબુ બધા સ્ટોરમાં રહેશે, નાવાના સાબુ નહિ આપવામાં આવે, મુલાકાતમાં કોઈ ચીજ નહિ આપવામા આવે.' આમ એક પછી એક શસ્ત્રો ઓફિસ-રૂમમાથી ઘડાઈને બહાર પડવા માંડ્યા.

આગેવાનોએ પહેલાં શાંતિથી આ જોયુ, અસહ્ય બન્યુ ત્યારે સમજાવટ આદરી, પણ અધિકારી વર્ગે-જેલરે-તો સ્પષ્ટ કાયદો ટાંકી મનાવ્યો એકવાર કાઈક કારણસર ઉપવાસ થયા, ચાણક્ય અધિકારી વર્ગે તરત જ નમતુ આપ્યુ, વચન આપ્યા, આગેવાનો જેવા લાગતા એક-બે જણને તબિયતનું બહાનુ કાઢી બીજી જેલોમા મોકલી દીધા થોડા દહાડા પછી પાછુ હતું તેમનુ તેમ શરૂ થયું. બધાને લાગ્યુ કે આગલુ સારુ વર્તન એ તો માત્ર ખરાબ વર્તન માટે પૂર્વ તૈયારી હતી. આથી સામાન્ય રીતે વાતાવરણ ધુંધવાયલુ રહેતુ કયારેક તણખા ઝરતા, પણ કોઈ અજ્ઞાત કારણોને લીધે પાછા હોલવાઈ જતા.

મુશ્કેલીની વાત તો એ હતી કે પ્રદ્યોતને જે વસ્તુ અપમાનજનક લાગતી તે બાકીના મોટા સમુદાયને એની સાથેના હમેશાના ઘર્ષણને પરિણામે અતિ સામાન્ય બની ગઈ હતી; અને એથી એને મન એમનામાં નહોતો અપમાનનો રોષ કે નહોતી સ્વમાનની ફનાગીરી.

તે સાંજના જ્યારે પ્રદ્યોત બિસ્તરો લઈને બેરેકમાં દાખલ થતો હતો ત્યારે તેણે પ્રકાશને છેક છેડાના ભાગ પર ઊભેલો જોયો, પણ એને ઝાઝું અગત્ય આપવાની ઇચ્છા જ ન થઈ 'ગીનતી' આવી ગયા પછી થોડી વારે એ બિસ્તરો પહોળો કરવા જતો હતો ત્યાં પ્રકાશે આવી એના વાંસે હાથ મૂક્યો 'ત્યાં તમારા માટે જગ્યા રાખી છે, ચાલો ને ત્યાં જ તમારા સથીદારોમાંથી અહીં કોઈ છે?'

પ્રકાશની આંખમાંથી વહાલના ફુવારા છૂટતા હતા પ્રદ્યોતને થયું કે આટલો મીઠો ને નિખાલસ જુવાન એને કેમ આકરો લાગતો હતો? પોતાના મન ઉપર એનો ગરુગમો આવ્યો 'મારી ટુકડી માંહેના અહીં કોઈ નથી માત્ર હું જ અહીં આવ્યો છું' એણે ઊંડતા ઊંડતા જવાબ આપ્યો

જે જગ્યાએ પ્રકાશ સૂતો હતો તે બેરેક છેક છેડા પર હતી, એટલે ત્યાં ઘોંઘાટથી પર રહી શકાય એમ હતું બેરેકની લંબાઈ પહોળાઈ ૯૦×૧૮ ફૂટ હશે એક બાજરૂ ને પેશાબની કોટડી હતી, જેની વાસ ટાઢા પોરની આખી ઓસરીમાં ફેલાતી બીજે છેડે પાણીના ચાર-પાંચ માટલાં પડ્યાં હતાં પાણી ભરવા આવનારની બેદરકારીથી આજુબાજુની જમીન ભીંજાઈને પોચી થઈ ગઈ હતી, ને એમાંથી કોહવાટની વાસ આવતી છતાં ઘણાખરા પાણી ભરનારા એ તરફ ભાગ્યે જ લક્ષ દેતા

બેરેકમાં અમુક અંતરે ફાનસનાં દીવા મૂક્યા હતા રાત્રિના નવ પછી એમાંનો પહેલો ને છેલ્લો બુઝાવી નાખવામાં આવતા. બે બાજુની દીવાલોમાં અમુક અમુક અંતરે અધચ્ચ દ્વાર બારીઓ મૂકી હતી, જેમાંથી બે-ચાર જણા બહારનું સૃષ્ટિસૌંદર્ય જોતા હતા કેટલાક છૂટીછવાઈ ટોળીઓ જમાવી વાતો કરતા હતા, તો કોઈ પથારીમાં પડ્યા પડ્યા વાંચતા હતા-મનકે પુસ્તક બારણા આગળ

બેસી બે વોર્ડરો રાત્રિભોજનને ઇન્સાફ આપતા હતા. વચમાં એક વૃદ્ધ 'બાત બંધ' 'બાત બંધ' એમ પોકારતો હતો.

આ ચાર દીવાલના ભંડકમાં ૫૦ માણસોને પૂર્યા હતા. એમાં ન હતી એકલી મીઠાશ કે ન હતી એકલી કડવાશ. એમાં કાંઈ વિશિષ્ટતા ન હતી. એમની નાનકડી દુનિયા ને નાનકડા વ્યવહારના પ્રમાણમાં ત્યાં બધું યે હતુ, બહારના જગત જેવું સારું ને નરસું. પણ એક ચીજ ત્યાં હતી જે બહારના જગતને દુર્લભ હતી—ને તે સમાનતા. ત્યાં જગતના ઊંચામા ઊંચા ઘરની વ્યક્તિ નીચામાં નીચા ઘરની વ્યક્તિ સાથે બેસતી—ઊઠતી. ત્યાં એમના વચ્ચે સંસ્કારના મિથ્યા ભેદ રાખવામાં આવ્યા ન હતા. જે સૂવાનુ, ખાવાનું ને કામ કરવાનુ એકને મળતું તે જ બીજાને મળતુ. પતિત અને પુણ્યશાળી, ગરીબ અને શાહુકાર, સત્કારી અને અસત્કારી, રોગિષ્ટ અને બલિષ્ટ, દાણુ અને જુલાબ, એવા કોઈ ભેદ રાખવામા આવ્યા ન હતા. સર્વ એકસરખા હતા—ગુનેગાર.

'Where is the young chap?' બિસ્તરો નીચે મૂકનાં પ્રદ્યોતે પૂછ્યુ.

'કોણ મનોજ? એ તો બાબા બેરેકમા છે' પ્રકાશે જવાબ દીધો. 'સામેની બેરેકમા. નાની ઉમ્મરનાને ત્યા જુદા રાખે છે.' પ્રદ્યોત મૂંગો રહેલો જોઈ નહિ સાભળ્યુ હોય એમ ધારી પ્રકાશે ફરીથી કહ્યું. તે દરમિયાન પ્રદ્યોત બિસ્તરો બિછાવી રહ્યો હતો. તેણે બેસતા બેસતા પૂછ્યુ. 'શા માટે જુદા? સાથે ક્રીમીનલો હોય છે!'

'જેલ મેન્યુઅલનો એક નિયમ છે કે નાની ઉમ્મરના ગુનેગારોને મોટા ને રીઢા ગુનેગારો સાથે ન રાખવા, કારણકે એમાં એમની પાસેથી અપલક્ષણો શીખી જવાનો ભય રહે છે. આ નિયમના આધારે બાબા બેરેક જુદી બનાવી છે. આપણા માટે એ

દલીલમા કાઈ વજૂદ નથી પણ એ લોકો તો એમ બતાવવા માગે છે કે અમારે મન તમારી ને કીમીનલો વચ્ચે કાઈ ભેદ નથી

પ્રકાશે ફોડ પાડ્યો.

‘ત્યા વોર્ડરો તો નાની ઉમ્મરના નથી ને ?’ હસતા હસતા પ્રદ્યોતે પૂછ્યુ

‘ના, ના, એમ તો ત્યા ઊલટા વધુ કડક રાખ્યા છે નાના ન્હાા ને, એટને દબાવવા’ પ્રકાશે કહેતા કહેતા ડિલ લબાવ્યુ

કેટલો ધોધાટ છે? રાત માટે તો સેપરેટ* આશીર્વાદરૂપ છે’ બોલીને પ્રદ્યોતે એમ મોટેથી વાતો કરતી ટોળી તરફ જોયુ

‘તમે સેપરેટમા હતા?’ પ્રકાશે પડખુ ફર્યો હાથ પર માથુ ટેકવ્યુ

હા ત્યાથી જ મને કાલે લાવ્યા ને!’ પ્રકાશે જોયુ કે એના અવાજમા ન પરખાય એવો ગર્વનો રણકાર હતો

‘મને પાચમામા લઈ ગયા હતા’ એણે ઉમેર્યું

જેલના બે ચક્કરોમા નાનુ ચક્કર માત્ર કોટડીઓનુ જ બનેલુ હતુ, ને એના જુદા જુદા ૭ ભાગ પડેલા હતા

શા માટે? કઈ ઝગડો થયો હતો?’

ના ના અમે આવ્યા તેની બીજી કે ત્રીજી રાતે હું પેશાબ કરીને આવતો હતો ત્યાં વાર્ડરે મને અટકાવ્યો ને પૂછ્યુ કે પૂછ્યા કેમ નહિ ગયા?’ મને શી ખબર કે અહીં પૂછીને જવાનું હશે?’

‘અહીંયાં એ લોકોને કહેવુ પડે છે કે વોર્ડર પેશાબ’ ‘વોર્ડર ટટ્ટી’ ને એનો હુકમમાં જવાબ મળે ત્યારે જ આગળ વધાય. મૂળ તો કોઈ અદર ગયું હોય તો નાહક ખોટી ન થવુ પડે એટલા ખાતર આ થયું છે પણ નિયમોનુ જડતાથી પાલન ન થાય તો આપણા માટે જેલમા શિસ્ત જેવી વસ્તુ જ ન રહે ને!’ હસીને વચમાં પ્રકાશે કહ્યું ‘હા પણ પછી

* બંધ કોટડી

'એણે તો મને દબડાવવા માંડ્યો ને કહે કે ખટલા ઉપર લઈ જઈશ, આમ કરીશ, તેમ કરીશ, એટલે મારો મિજાજ ગયો ને કીધું: 'ભાઈ ગયો હતો, રજા લેવી જોઈએ એવી ખબર ન હતી, તારે ખટલા ઉપર લઈ જવો હોય તો લઈ જજે, બીજું કાંઈ છે!' એટલે એણે ટોપી લઈ લીધી, સવારે સીધો ડેપ્યુટી જેલર આવ્યો એટલે ખડો કર્યો.'

'કયો ડેપ્યુટી જેલર? જશવંત ને?'

'હા, એ ઠીંગુજી. એના આગળ લઈ જઈને કહે કે 'સા'બ યે કાયદા નહિ સુનતા.' સા'બે કીધું કે 'અચ્છા ઉસકુ લે જાઓ.' એટલે મને સીધો પાંચમામાં લઈ જઈને પૂરી દીધો.'

'જેલર પાસે ન લઈ ગયો?'

'ના, ના.'

'એ કયો વૉર્ડર હતો?'

'નામની મને પાછળથી ખબર પડી હતી. પણ અત્યારે બરાબર યાદ આવતું નથી. ઊંચો છે, સહેજ રતાશ પડતી મૂછો, એકદમ સફેદ ઇસ્ત્રીબંધ કપડાં.'

'રામુ નામ હતું, રામુ?'

'હા, હા, રામુ જ. દાદાજીએ મને કહેલું.' 'દાદાજી' બોલતાં એનો હર્ષ છૂપો ન રહ્યો.

દાદાજીનું નામ તો નારાયણ. પણ જેલમાં એમને સૌ દાદાજી કહીને એમના પ્રત્યેનાં માન ને પ્રેમ વ્યક્ત કરતા. જેલમાં અને જેલ બહાર કેટલા યે જુવાનો ઉપર એમનું નામ જાદુભરી અસર કરતું.

દાદાજીની જીવનકથા પ્રેરણાના સ્રોત સમી હતી. વર્ષો પહેલાં ભારત-સ્વાતંત્ર્યનો મંત્ર પ્રજાના હૈયામાં જાગ્યો યે ન હતો, જ્યારે 'ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર' એ સૂર શિક્ષણ, સાહિત્ય ને સેવામાં માર્ગદર્શક મનાતો, ત્યારે એમણે ઘરનો

ત્યાગ કરેલો ને ઠેર ઠેર ભમી કોઈક જાગૃત આત્મામાંથી પ્રેરણાના અમીઘૂંટ પીધા હતા

એમના ત્યાગે એમને જાગૃત ને જિતેન્દ્રીય બનાવ્યા હતા એમના ભ્રમણપાટ અને અનેકવિધ અનુભવે એમને શાંતિ ને તન્મયતા અર્પી હતા પ્રેરણાના અમીઘૂંટોએ એમનામાં સ્થિર ને અજેય સાધનાશક્તિનું આરોપણ કર્યું હતું માનવસ્વભાવના વિશાળ ને તલસ્પર્શી અભ્યાસે એમને વિશુદ્ધ દૃષ્ટિ દીધી હતી ને આ બધાએ એમનામાં ક્રાંતિની અદમ્ય ભૂખ જાગૃત કરી હતી

કેટલાક વર્ષો પહેલાં એ મહારાષ્ટ્રમાં ગયેલા ને એમણે રાષ્ટ્રના પરિવ્રાજક તરીકે ગલીએ ગલીએ, ને ઝૂંપડે ઝૂંપડે ભમીને જુવાન શોધેલા, ને એમને એક જ મંત્ર દીધેલો કે 'વહાણ ડૂબે છે, ખલાસી, તું કાં સૂતો?' એમનો એકાદ ક્ષણનો સહવાસી પણ કહેતો કે 'ભાઈ, એ તો હુતાશન છે!'

જ્યારે એ દેખાતા ત્યારે નવનોઢિયાથી વીંટાયલા ને અદૃશ્ય થતા ત્યારે એમના ચાલાક ગુપ્તચરોએ કોઈ વાર નદીના બાહામાં, કોઈ વાર કુગનમાં તો કોઈ વાર ભૂતાવળ સમા ખંડેરમાં ભમતા એમને પકડી પાડેલા.

૧૯૨૨ના એક મહિનાના પ્રભાતે 'મધ્યાહ્ન' પત્રના મથાળે છપાયું કે 'ભદ્રપુર સામ્ય કેસના મુખ્ય આરોપીની ધરપકડ'

સરકારે એમને હમેશ માટે પોતાના મહેમાન ગણ્યા વાતો થતી કે સુપ્રિન્ટેન્ડેન્ટ પણ એમનાથી બીએ છે, ચાલે ત્યાં સુધી ત્યાં જતો જ નથી કોઈ એમને બંગાળી કહેતું તો કોઈ ગુજરાતી મહારાષ્ટ્ર પરના એમના પ્રેમને લીધે ઘણા એમને મહારાષ્ટ્રી ગણતા પણ એ ત્રણે ભાષાઓ પરનો એમનો કાબૂ સહજ હતો એમ સૌ કે ઈન્સાફનું

એ દાદાજીના આવા સહવાસને પ્રવીણ પોતાનું મહાભાગ્ય માને તો એમાં શી નવાઈ!

'દાદાજી સાં છે?' પ્રકાશે પૂછ્યું. એની ઢબ મુજબ એમાં સમાને માપી લેવાની જિજ્ઞાસા તરી આવતી હતી. પણ પ્રદ્યોતને અત્યારે એ તપાસના જેટલી ધીરજ ન હતી. એણે તો ચલાવ્યે જ રાખ્યું: 'હું ગયો ત્યારે દાદા હોજ આગળ ફરતા હતા. આખા ચક્કરમાં એ વખતે અમે બે જ જણા હતા. મને કોટડીમાં પૂરીને વૉર્ડર બોલતો ગયો કે 'અભી સા'બ આકે તુમારી ગરમી ઉતારેગા.' અને તો કાંઈ એની બહુ પરવા ન હતી, પણ આ બધું જરા વિચિત્ર લાગ્યું. થોડી વારે દાદાજીએ આવીને પૂછ્યુ: 'ક્યાંથી આવ્યા?' મેં બધી વાત કરી ત્યારે કહે કે 'હજુ તને સુપ્રિન્ટેન્ડેન્ટ પાસે લઈ જશે. ત્યાં આ જ પ્રમાણે વાત કરજે. ગભરાવાનું કાંઈ કારણ નથી. એ તો તુમનો માનીતો વૉર્ડર છે, એટલે જરા બિચડાવવા લાવ્યો હશે.'

'પછી?'

'પછી બહારની લડત અંગે કેટલીક વાત થઈ. હું કેટલું ભણ્યો છું, બહાર જઈને શું કરવા માગું છુ, એવું એવું પૂછ્યું.'

'અને તમે શો જવાબ આપ્યો?'

મેં કહ્યું: 'હાલ કેમ કહેવાય? બહાર જઈને પરિસ્થિતિ તપાસ્યા પછી જ કહેવાય.'

'ઠીક.' પ્રકાશે ધીમેથી કહ્યું. એને આ જવાબ ન ગમ્યો. એને થયું પોતે એની જગાએ હોત તો કેવું સારું?

'કેમ તમને આ જવાબ ન ગમ્યો! અત્યારથી શું કહી શકાય?'

'હા, એક વસ્તુ નિશ્ચિત સ્વરૂપે જોયા સિવાય કેમ કહેવાય?' એણે જવાબ આપ્યો. પણ એને તરત જ લાગ્યું કે પોતે નિરર્થક બોલ્યો હતો. 'પછી તમને પાછા કેવી રીતે લાવ્યા?' એણે વાત બદલાવી.

'બીજે દિવસે સુપ્રિન્ટેન્ડેન્ટ આવ્યો. વૉર્ડર મને શા માટે લઈ ગયો હતો તે મેં તેને સમજાવ્યું, એટલે તરત જ સાથેના

હવાલદારને કહે કે 'અચ્છા, ઉસકો ચક્કરમે ભેજ દો એટલે સાજે અહીં લાવ્યા મને ત્યાં જ ગમ્યો હોત તો યે વાંધો ન હતો. ઊલટું ત્યાં વધુ ગમત. દાદાજીનો સહવાસ મળત અને ટાઢા છાંયાનું કામ હતું અહીં તો આ તાપ, આ સખત ગમ ને આ પોલીસો ને વૉર્ડરોનો ટકટકારો આ ત્રણે જ્યારે ભેગા થાય છે ત્યારે સહન નથી થતું એ લોકો આપણને શું ધારી બેઠા છે એ સમજાતું નથી આપણને વાતવાતમાં ઝઘડા કહે, ગાળો દઈ દ્યે ને જરાક માથું ઊંચું કર્યું એટલે એક ખૂણે લઈ જઈને જાણે વેર વાળતા હોય તેમ મારે મારથી આ બધુ નથી જોયું જતુ '

'તમે પણ ઠીક ઉશ્કેરાવ છો ' હસતા હસતા પ્રકાશે કહ્યું

'ઉશ્કેરાયા સિવાય આપણી પાસે રહેવા શું દીધુ છે? અરે, આપણે એક દિવસમાં કેટલી વાર માનભંગ થઈએ છીએ? હિસાબ તો કાઢી જોજો આટલું જ હોત તો યે હું ન ઉશ્કેરાત, પણ આનો વિરોધ કોઈ કરતું નથી, કરવા દેતું નથી કોઈ મુશ્કેલી ટાળ-વાની વાત આવતાં જ આપણે સમાધાન શોધવા માંડીએ છીએ જાણે આમ નમતું આપવાથી કદી લડવું જ નહિ પડે એમ હોય ને! હું સાચેસાચ કહું છું કે જેમ જેમ આપણે ઢીલ કરતા જઈએ છીએ તેમ તેમ આપણામાં નબળાઈઓ વધતી જાય છે, આપણને આ સ્થિતિ નડતી જાય છે ' એણે દુઃખી અવાજે કહ્યું.

પ્રમથને લાગ્યું કે એના પાછલાં વાક્યોમાં ગૂઢ વિચારો સમાયેલા હતા એણે પ્રદ્યોતને હજુ વધુ બોલવા દીધો હોત, પણ ત્યાં વૉર્ડરનો અવાજ આવ્યો 'યે ક્યા ગડબડ મચાયા! ક્યા યે કુછ ધર્મશાલા હૈ યા જેલખાના? સબ સબકી પથારી પકડ લો, અભી આઠ બજ ગયે.' એટલે પ્રકાશે એને હાથના ઇશારા વતી બોલતાં અટકાવી કહ્યું 'હમણાં રહો, રાતપાલી આવે છે '

થોડી વાર આખી બેરેકમાં શાંતિ ફેલાઈ. ક્યાંક ક્યાંક મનમાં

ચાતો થતી હતી. ઓસરીમાં ભારે જોડાનો ખખડ ખખડ અવાજ આવતો હતો. થોડી વારે હાથમાં ફાનસ સાથે પોલીસ આવીને ઊભો રહ્યો, વોર્ડરે બૂમ મારી: 'પચાસ કેદી, એક કાલાપાણી, બરાબર સા'બ.'

'તુમારા નામ ક્યા?' પોલીસે આગળ આવી સહેજ રોફ-થી પૂછ્યું.

'જી, સા'બ, અલીમહમ્મદ.'

'તુમારી બુરાકમેં કીતની ગરબડ હોતી હૈ? સુનતા નહિ હૈ? દુસરી એક બી બુરાકમેમે અવાજ આતા હૈ?' પોલીસે એક સામટા પ્રશ્નો પૂછ્યા.

'સા'બ મૈં ક્યા કરું? બોલ બોલકે તો મૈં થક ગયા, લેકીન મુઝે કૌન સુનતા?' વૉર્ડરે હાથ લાંબાટૂંકા કરતા લાચારી ગાઈ.

'સુનતા નહિ હૈ? અચ્છા તુમકો માલૂમ હોગા.' એણે ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં એના ફળદ્રુપ ભેજામા એક તર્ક ઊગ્યો અને તેને કાલવવાની લાલચ તે રોકી ન શક્યો. 'તુમકો વોર્ડર કાયકુ બનાયા?' પ્રયોગ કરતા રસાયનશાસ્ત્રીની આતુરતાથી એ જવાબની રાહ જોઈ રહ્યો.

આ ગરબડ સાંભળીને બીજો એક બુઢ્ઢો વોર્ડર અને એક વૉચમેન એની પાસે આવીને ઊભા. બુઢ્ઢાને જોઈ પોલીસને જોર આવ્યું: 'રસૂલ, તુમારા જૈસા જૈફ ઓર અનુભવી આદમીકો ઇધર કાયકુ રખ્ખા હૈ? તુમકો જેલખાનાકા કાયદા માલૂમ નહીં હૈ?'

'સા'બ, યે સબ શેતાન ઇકઠ્ઠા હુઆ હૈ. કોઈ સુનતા નહીં. અભી હમ બોલા થા કી સબ સો જાઓ. નવ બજ ગયે. લેકીન કૌન સુનતા હૈ? એક આદમીકો બોલતા તો સબ ઇકઠ્ઠા હો જાતે ઔર ઘોટાલા મચા દેતા. કરે ક્યા?' બુઢ્ઢા રસૂલે આંખમાં હસતાં કહ્યું.

'વો કૌન કૌન હૈ? ઉસકો હમારી પાસ લાવ, કલ સાબકી

પાસ ખડા કરકે સીધા સપરેટમેં બંધ કરા દેંગે.' માસ્તર વર્ગના તોફાની છોકરાઓને આગળ લાવવાનું કહે તેમ પોલીસે કહ્યું.

વૉર્ડરે એકાદ-બે જણના હાથ પકડ્યા, પણ એમણે તો કહ્યું: 'હમ તો પડતે થે. હમ કીધર બાતાં કરતે થે? હમ નહિ થે, દુસરા હોગા.' સાચી વાત એ હતી કે હજુ સુધી બંને વૉર્ડરો ખાતા હતા, અને જરદાની આપલે કરતા હતા. વખત પણ હજુ બહુ વીતેલો નહિ હોવાથી કોઈને રોકવાની જરૂર લાગી ન હતી. આખરે એક જણને પકડીને રસૂલે મોખરે કર્યો અને કહ્યું: 'યે ઔર વો તીન. કમાટી જમા કર બેઠા થા. હમ બોલા તો ઉસને જવાબ દીયા: 'અભી તો આઠ ભી નહિ બજે.''

'અચ્છા ઉસકા બીલા લેલો ઔર કલ ફજરમેં હમારી પાસ લાના.' ફાનસ હલાવતો હલાવતો પોલીસ આગળ વધ્યો. રસૂલે તરત જ બીજી બારી પાસે જઈને હાથ લંબાવ્યો, એટલે એક નાનકડી પડીકી મૂકતો તે ચાલ્યો ગયો.

'સાલા કીતના દેતા હૈ!' રસૂલ પાછા વળતા બબડ્યો.

પોલીસ ગયો કે તરત જ વાત શરૂ થઈ: 'સાવ નિર્દોષ માણસને રજૂ કર્યો.' પ્રદ્યોતે કહ્યું: 'તમે જોતા હતા કે એણે બધો વખત 'મંગળપ્રભાત'માંથી ઊંચે જોયું ન હતું. ને હવે કાલે ડંડાબેડી કે કાંજીની સજા થશે. એ પોલીસે હુકમ કર્યો એટલે ગમે તેને પકડીને રજૂ કરી દીધો. પછી ભલે ને એને એક મહિનો અંધારીમાં રહેવું પડે, કે ચાર દિવસના ઉપવાસ ખેંચવા પડે.'

જેલમાં સૌ જાણે છે કે કાંજીની સજામાં ઉપવાસ જ ખેંચવા પડે. કારણકે એકલી ખારી કાંજી પી જ શકાય નહિ, અને પી શકાય તો યે તે પછીની અશક્તિ વહોરવા કોઈ તૈયાર થાય નહિ.

પ્રકાશ આ બધો વખત વિચારમાં ગરકાવ હતો. એ રોગનું મૂળ શોધવા માગતો હોય એમ લાગતું હતું.

'તમે ધારો છો એટલો દોષ આપણે એને ન જ દઈ શકીએ.' પ્રકાશે 'જ' ઉપર ભાર દીધો.

'શું? ત્યારે કોને દોષ દેશો!' પ્રદ્યોતને થયું કે આ માણસ વિચિત્ર છે: ઘડીક થયું કે એનો જવાબ જ ન સાંભળવો. પણ પ્રકાશે એનો હાથ ઝાલીને કહ્યું: 'ધીમે, તમે આ જ કિસ્સાનું મૂળ તપાસો. હું બીજા વિષયની વાત જ નથી કરતો. તમે જુઓ છો કે આપણામાંથી કેટલાક જણ વાત કરતા જ હતા. એ ચોક્કસ વાત છે. અવાજ પણ થતો હતો......'

'પણ નવ વાગ્યા સુધી તો વાત કરવાનો આપણને કાયદેસર હક્ક છે. ત્યાં એ ના પાડી જ શાના શકે!' પ્રકાશને વચમાં જ પ્રદ્યોતે અટકાવ્યો.

'તમે સાંભળો તો ખરા. આપણને નવ વાગ્યા સુધી વાતો કરવા દેવી જોઈએ એ આપણો હક્ક છે એમ માનીને જ વાત કરીએ. હવે જ્યારે વોર્ડર વાતો કરવાવાળા માણસને રજૂ કરવાની, સજા ખવરાવવાની વાત કરે છે ત્યારે એમ માનનારા આપણે બધા ચૂપ રહીએ છીએ! શા માટે, ભાઈ? ઘોંઘાટ થતો જ હતો, એટલે વોર્ડરે કોઈને રજૂ કરવો જ જોઈએ. ન કરે તો એને હેરાન થવુ પડે. આવુ કારણ હોય તો કદાચ પટ્ટોપાઘડી ન જાય તો યે તાકીદ તો મળે જ, અગર રીમીશન* કપાય. મારા–તમારા જેવા કે જેણે સ્વેચ્છાથી જેલમાં રહેવાનુ સ્વીકાર્યું છે, એને તો રીમીશન મળ્યું તો યે શું, ન મળ્યુ તો યે શું. પણ જેમને પરાણે આંહીં દાટી દીધા છે તેમનું શુ? એમને તો રીમીશનની કિંમત હોય જ. આપણને બે મહિના સેપરેટ કે દંડાબેડી મળે, કાંજીની સજા થાય કે અંધારી મળે એ સહન કરી લઈએ. પણ એને તો અહીં દસ દસ કે વીશ વીશ વર્ષો કાઢવાં છે. એમની વોર્ડર-

* મહિને ચાર દિવસો માફીના મળે તે.

'શીપ જાય તો ? એનાં વર્ષો કેટલાં લાંબાં થઈ પડે ? કલ્પી જુઓ ને ?' એની ભાવમય આંખો પ્રદ્યોતના મુખ ઉપર ઠરી હતી. પ્રદ્યોતને માટે એ ઝીલવી આકરી થઈ પડી. પ્રદ્યોતે મૂંઝાઈને કહ્યું: 'પણ આપણે દુનિયાના ઓળખીતા ને બિનઓળખીતા બધાયનું ભલું કરી દેવું એમ ક્યાં લખી દીધું છે?'

'હા મહારાજ, પણ કોઈનું ભૂરું કરવાનું થોડું જ લખી દીધું છે?'

'સમજી નથી શકતો કે...' પ્રદ્યોતે પ્રકાશના હાથમાંથી પોતાનો હાથ સેરવી લેતાં અર્ધ ગુસ્સામાં કહ્યું.

'એ હમણાં નહિ સમજાય; સૂઈ જાઓ. રાતપાલી આવી.' પ્રકાશે ખભો ઝાલીને પ્રદ્યોતને પથારી ઉપર સુવાડી દીધો.

પ્રદ્યોતને લાગ્યું કે આ માણસ વિચિત્ર હતો. સાચો હશે કે દલીલબાજ ? એ બે હાથે માથું દબાવીને પથારીમાં પડ્યો.

: ૩ :

આજે તો કોગા લઈ જવાનાં છે ' કામ છોડી પાછા ફરતા મનોજે પ્રકાશને કહ્યું

' એમ ? ત્યારે તો જગ ઉતારવા ચાલીએ '

સરકારના બધા ખાના વિષે સામાન્ય ટીકા થતી સાભળીએ છીએ કે જમાપાસા કરતા ઉધારપાસુ હમેશ ચડિયાતુ જ હોય, બધો ખર્ચ આપજો. પણ કદાચ જેલખાતાને એમાથી બાદ કરવુ પડશે.

જ્યારે જ્યારે કાપડ્રપસમિતિ નીમવાની વાતો સભળાય છે ત્યારે ત્યારે થાય છે કે એમા જેલખાતાના જેલરો અને ડેપ્યુટી જેલરોને સભ્ય તરીકે બેસવાનુ નિમત્રણ નહિ અપાય ત્ય સુધી એની સતોષકારક પૂર્ણાહુતિ થવાની જ નથી.

જેલનો ખોરાક, જેલનો પોશાક, એ બધુ અર્થશાસ્ત્ર અને સગવડનો મેળ મેળવીને જ ગોઠવાય છે જેલના લગોટના શોધનારને તો આજે જ્યારે પ્રજાના દ્રવ્ય અને શક્તિનો અપવ્યય થાય છે ત્યારે એવી સભાના પ્રમુખનુ સ્થાન આપવુ જોઈએ ખાસ્સો વેત એક પહોળો ને એક હાથ લાબો એ લગોટ પોટલુ બાધવાનો રૂમાલ, નાહવાનુ પચિયુ, વાદરાટોપી ને કસરતના જાગિયાઓની ગરજ સારે છે ત્યારે તો એના વાપરનારને એના મહાન શોધકનો વાંસો થાબડવાનુ મન થઈ જાય છે.

એ જ રીતે જેલના સત્તાવાળાઓની અનુપમ બુદ્ધિની સાક્ષીરૂપ એવી ચિરજીવ શોધોમા કોણ પ્રથમ હરોળમા આવશે લગોટ

તો કદાચ ઉત્તર હિંદુસ્તાનની જેલોમાં જુદો યે અપાતો હોય, પણ કોળું તો સર્વવ્યાપક છે '

કેદીઓને ખોરાક તો દેવો જોઈએ, પણ બંદીવાન એ ખાઈને સંતોષથી ' હાશ ' શબ્દ ઉચ્ચારે એવો તો કેમ દેવાય ? નહિ તો કેટલા યે લોકોને જેલનો હરામચસકો લાગી જાય. કારણકે ભારત વર્ષમાં અમુક કરોડ લોકો એવા જીવે છે કે જેમને પૂરું યે ટંક ખાવાનું નથી મળતું એ સત્ય જેલખાતાની વ્યાપક દૃષ્ટિની બહાર નથી એટલે જારની રોટી કે કોળાનું શાક, ને અવસરે લૂણીની ભાજી, એ જ એમને કેદીઓને આપવા લાયક ખોરાક દેખાયો છે

કોળાનો મહિમા અજબ છે એની પેદાશ ઋતુ કે કાળનો ભેદ ગણતી નથી વરસાદની એને ગરજ પડી નથી કોળાનું કદ પણ જેલસત્તા જેટલું જ વિશાળ છે, ને એની સંતતિ પણ અમર્યાદ છે

જેલની દુનિયાની અજાયબીઓ ઉપર જો કોઈ પુરાણ રચવાની ઇચ્છા કરતું હોય તો કોળું એમાં પ્રથમ હરોળમાં ઊભશે '

આવા વિચારો કરતા પ્રકાશ અને મનોજ ઉતાવળા ઉતાવળા વાવડી પાસેથી પસાર થયા આજે ત્યાં રોજ જેટલી ભીડ ન હતી, કારણકે સૌ એકબીજાથી નાનું કોળું લેવા દોડી ગયા હતા

સડકની એક બાજુએ વિવિધ રૂપરંગના કેટલા યે કોળા હાર બંધ પડેલા હતા થોડા જણ એક પછી એક એને હાથમાં લઈ તપાસતા ને વાણિયાની માફક જરા હાથમાં તોળી એક બાજુ મૂકી દઈ બીજું ઉપાડતા મોટો ભાગ કોળા લઈ હારબંધ જોડીમાં ઊભો હતો કોઈએ થાળીની ઈંઢોણી કરી અંદર કોળું મૂક્યું હતું તો કોઈ બગલમાં જ પકડીને ઊભું હતું મોઢું આવી ગયું હતું એ ઘડીમાં આ ખભેથી બીજે ખભે ફેરવતા ફાઈલ ક્યારે ઊપડે એની રાહ જોતા હતા

સડક ઉપર હજી ઘણા કોળા પડ્યા હતા એ જોઈ મનોજે

કહ્યું: 'હજુ કાલ પણ લઈ જવા પડશે એમ લાગે છે.' એ નીચો વળ્યો ને જોઈને એક નાનું કોળું ઉપાડ્યું.

આખા ટોળામાં કલકલાટ થતો હતો. કેટલાક કંટાળીને કોળાં નીચે મૂકી બેસી ગયા હતા. પ્રદ્યોતને એક જણ પૂછતો હતો: 'અહીંનાં કોળી નીચેથી હાથ કાળા પડતા જતા લાગે છે, ખરું?'

'આપણે આખા ને આખા કેમ કાળા પડી જતા નથી એ જ મને તો આશ્ચર્ય થાય છે. જુઓ ને આપણા હાલહવાલ! આ તે કાંઈ જિંદગી છે! કોઈના મોઢા ઉપર હોશ કયાં છે? અહીંથી ગયા એવા બે–ચાર ચંબુ માથે પાણી નાખ્યું ન નાખ્યુ, ડિલ લૂછ્યું ન લૂછ્યું, ને લુસલુસ ખાઈને આ પડયા પથારીમાં. પ્રાર્થનામાં યે બધાં ઝોલાં ખાતા હોય. સવારે ઊઠીને પાછા હતા ત્યાં ને ત્યાં. આ તો દોઝખ છે દોઝખ.' પ્રદ્યોતે બધા તરફ એક ઉકળાટભરી નજર ફેંકી. સાંભળનાર એ વાત કરવા માગતો ન હોય કે પછી પૂરું સમજ્યો ન હોય એટલે, પણ એણે મોઢું એક બાજુ ફેરવી લઈ બીજા સાથે વાત શરૂ કરી

'એ પાછા બે–ત્રણ દિવસથી આપણી ફાઈલમાં આવતા નથી ખરું!' મનોજે પૂછ્યું.

તે રાતના પ્રસંગ પછી પ્રદ્યોત પ્રકાશ સાથે બોલવા ઇચ્છતો ન હોય તેમ એનાથી દૂર ને દૂર રહેતો. પ્રકાશવાળી ફાઈલમાંથી તો બીજે જ દિવસે નીકળી ગયો હતો. બેરેકમાં પણ એ જઈને તરત જ સૂઈ જતો. એને લાગ્યું હતું કે 'આ માણસને મેં નાહકની અગત્ય આપી.'

પ્રકાશની નજર બહાર આ ન હતુ પણ એ પ્રદ્યોતને બોલાવતાં અચકાતો–રખે ને અપમાન થઈ જાય તો?

'હા! એ તો માત્ર એક જ દિવસ આવ્યા' પ્રકાશે જવાબ વાળ્યો. વધારે વાત થાય તે પહેલાં હુકમ સંભળાયો: 'ખડે હો જાઓ, ચલો આગે.'

'તમને એ કેવા લાગ્યા?' ચાલતા ચાલતાં મનોજે પૂછ્યું.

'સરસ જુવાન છે ભાવના અત્યંત પ્રબળ, અત્યંત વેગવાન, મારા–તારામાં એની જ ખોટ છે સત્ય સમજ્યા પછી તેને કર્તવ્યમાં મૂકતાં પહેલાં પરિણામ વિશે આપણે તો ખેંચવા રહીએ જ શકતા નથી'

'પરિણામ વિષે બેદરકાર રહેવું જ જોઈએ?'.

'હું તો વિચારને કર્તવ્યમાં મૂકતાં પહેલાં મારી શક્તિઅશક્તિનો ખ્યાલ કરું જ છું'

'ને એ જ ગરબડ છે'

'ના સત્ય જાણ્યા પછી આપણી પ્રબળ ભાવનાશક્તિ એ વસ્તુને અમલમાં મુકાવવા આગ્રહ કરે ને એ સ્થિતિમાં આપણે તાત્કાલિક કર્તવ્ય સિવાય બીજા શેનો યે વિચાર ન કરી શકીએ, એ સ્થિતિ મને વધુ સારી લાગે છ ભલે પછી કદાચ એમાં અધવચ હારીએ, આપણને નિષ્ફળતા મળે, પણ એમાં આપણે પ્રયત્નશીલ ને પ્રમાણિક હોવાનો સંતોષ અનુભવી શકીએ અલબત્ત આપણે મૂરખ તો ગણાવાના જ પહેલી વસ્તુમાં દીર્ઘદર્શીપણાની મહોર કદાચ તમને મળશે, પણ નિષ્ફળતામાં જે શાંતિ અનુભવી શકશો, જે શોધનવૃત્તિ તૃપ્ત થશે તે દીર્ઘદર્શીપણામાં નહિ મળે પ્રમદે કટ કટ પૂરું કર્યું

રસ્તામાં રેલ્વે સડક ઓળંગવાની આવતી દૂરથી ફાટક બંધ જોઈ મનોજે કહ્યું '-ઓત્તારીની, આપણે ખોટી થવું પડશે'

ત્યાં તો હવાલદારે આખી ફાઈલને અટકાવી બેસી જવાનો હુકમ દીધો નીચે બેસતાં એક જણનું ટોપી પડી ગયું આખા ટોળામાં હસાહસ થઈ રહી

થોડી વારમાં ટ્રેન આવતી દેખાઈ

'એ લોકોને આપણે 'પોલિટિકલ પ્રિઝનર્સ' છીએ એમ ખબર પડે તો?' મનોજે પૂછ્યું

'તો શું ? જો ગામડિયો હશે તો એમ કહેશે કે 'અરે રામ, બચારા દેશના સારુ થઈને કેવી કહ્ટી વેઠી રિયા છે!' ને જો કોઈ ભણેલો હશે તો ઘડી બે ઘડી ગાંધીજી ને અહિંસા પર ચર્ચા કરીને બીજે સ્ટેશને ટટ્ટાર થવા એકાદ ચાનો કપ પીશે.' પડખે બેઠેલ એક જણે હસતાં હસતાં કહ્યું. સાંભળનાર હસ્યા.

ગાડી પસાર થઈ એટલે સૌએ ફાટક વટાવ્યું. ફાટકથી જેલ બહુ દૂર ન હતી. હવે સડકની એક બાજુએ જેલખાતાના તદ્દન નવી જ ઢબે બંધાયેલા, નાના નાના બગીચાઓથી સુશોભિત બંગલા- ઓ શરૂ થતા બંગલાની આગળ ક્યાંક એકાદ-બે યુવતી, ક્યાંક પાંચસાત બાળકોનાં ટોળાં સાથે આયા, ક્યાંક બારણા આગળ ડોલ લઈને ઊભેલો ભૈયો, તો કચ'ક ભીંત પાછળથી હાથ લંબાવી આમંત્રણ દેતી લીલી કેળોનું ઝુંડ દેખાતું.

હમેશાં આ કુમાર કેદીઓની સેના ત્યાંથી નીકળતી ને હમેશાં આ બંગલા એમનું સ્વાગત કરતા અને એ સેના ત્યાંથી પસાર ન થઈ જાય ત્યાં સુધી એ યુવતીઓને કદી હડવાનું મન ન થતું. એ આયાને કદી બાળકોને આ સરઘસ દેખાડ્યા વિના ચાલતું નહિ. એ ભૈયાના પગ ભરેલી તો ભરેલી ડોલે પણ તે પળે ત્યાં થંભી જતા. એ નીલામ્બર કદલીવૃક્ષ અને એની સખી આમ્રલતિકાએ કદી નવીન સાજ સજ્યા સિવાય આ ગજબંદીઓને આમંત્રણ દીધું ન હતું

પ્રકાશ આ બધું જોઈને પ્રસન્નતા અનુભવતો. મીઠી કલ્પના- નું ઘેન એને ચડતું આ બધું જોઈને એ કહેતો કે 'આપણે નિરર્થક નથી આવ્યા.' પણ આજે એ ઘેન પૂરું ચડે તે પહેલાં મનોજે કહ્યું 'થાળી પાટ જરા લેશો ?'

પ્રકાશ આ છોકરાની શ્રદ્ધા ઉપર હસ્યો પોતે ક્યાં લઈ શકે તેમ હતો ? પોતાના પણ બન્ને હાથ રોકાયલા હતા.

'આપણે બન્ને જરા બહાર ખસી જઈએ, છેલ્લે રહીશું.' એણે કહ્યું ને બન્ને હારમાંથી નીકળી ગયા. મનોજે થાળીપાટ નીચે મૂક્યાં.

પડખેના બંગલાના દરવાજાની બારી પર એક જુવાન બેઠો હતો. પ્રકાશ સામે જોઈને એ હસ્યો.

'You all Gujaratis?' દરવાજા ને સડક વચ્ચે નહિ જેવું જ અંતર હતું.

'Most of us.' પ્રકાશે એના સામું જોયા સિવાય જવાબ આપ્યો.

'And your name, please.'

'Prakash.' ફાઈલના છેલ્લા માણસને પસાર થયેલો જોઈ મનોજે ચાલવા માંડ્યું.

'And your companion's?' એણે બારી પરથી ઊઠી આગળ આવતા પૂછ્યું.

'Now to-morrow, please.' પ્રકાશે ચાલતાં ચાલતાં જવાબ આપ્યો, ને પાછું ફરી જોયું બન્ને જણા હસ્યા.

'તમે એને ઓળખો છો?' મનોજે પૂછ્યું.

'થોડુંક હું વચમાં વીશી ઊચકનારામાં હતો ત્યારે એકાદ વાર અહીં થોભેલો ને તે દિવસે એ અહીં આવી જ રીતે બેઠેલો, ને જગતરા વાત ચેલેલી. તે પછી રોજ સાંજે એ અહીં બેઠો હોય હું યે હસું ને એ પણ હસે. આજે ઓચિંતાની વાત થઈ. એ બંગલો જશવંતનો છે. એટલે એનો ભાઈ કે કોઈક સગો થતો હશે. એટલે જ પોલીસ કાંઈ કહે નહિ. બીજો હોય તો આમ હિંમત જ ન કરી શકે.'

સૌ દરવાજા પાસે આવી પહોંચ્યા એક બંદૂકધારી સંત્રી આંટા મારતો હતો. બે-ત્રણ જણા પગથિયાં ઉપર બેઠા બેઠા બીડીએ બાંધતા હતા.

જેને શબ્દથી આપણા મગજમાં ભયંકર છાયાચિત્ર ખડું થાય છે પરંતુ એટલી ભયંકર એ બહારથી દેખાતી ન હતી દરવાજાની એક બાજુએ પિત્તળનો એક મોટો ઘંટ લોઢાના થાભના સાથે લટકતો હતો બીજી બાજુ એક નાનકડી પેટી જડેલી હતી, જેના ઉપર લખ્યુ હતુ 'For applying to the Superintendent' પડખે પાટિયા પર સુપરિન્ટેન્ડેન્ટની સહીવાળા કાગળો ચોટાડેલા હતા, જેમાના કેટલાકના નીચલા છેડા હવામા ફરફરીને એના ચોટાડનારની બેદરકારી જાહેર કરતા

દાખલ થતા જ પહેલા દરવાજાની સામે બીજો દરવાજો દેખાતો, અને એ દરવાજાની વચ્ચે ડાબી ને જમણી બાજુએ જેલખાતાની જુદી જુદી ઑફિસો આવેલી હતી ઑફિસના મોઢા આગળ ચારેક ફૂટ પહોળી લાદી જડેલ પડાળી હતી. પડાળીના એક છેડે લાકડાના ઘોડા પર કેટલીક ડોલો ટિંગાતી હતી દરેક ઉપર મોટા અક્ષરે લખ્યુ હતુ 'Fire'

ઘોડા પાસે ચાવીઓના કેટલાક ઝૂડા લટકતા હતા પડખે જ ટેલિફોનની એક પેટી ગોઠવેલી હતી ઑફિસના પગથિયા પાસે એક હવાલદાર નાનકડા સ્ટૂલ પર બેસી આવનાર-જનારની નોંધ રાખતો એ દરવાજા વચ્ચેના ઉંચા બુરજમા ચોકીદાર બેસતા, ને એમની નજર દૂર દૂરના ભાગ સુધી પહોંચતી

જ્યારે પહેલો દરવાજો ખૂલતો ત્યારે બીજો બંધ રહેતો ને જ્યારે બીજો ખુલ્લો હોય ત્યારે ઊલટુ બનતુ આ સાવચેતી રાખવા બન્ને દરવાજે એક વૉર્ડર રાખ્યો હતો, જે હવાલદારની સૂચના અનુસાર ઉઘાડવાસ કરતો

બીજો દરવાજો મજબૂત લોઢાના પતરાનો બનાવેલો હોવાથી એમાથી જોવા એક બારીમા એક નાનકડુ કાણુ રાખવામા આવ્યુ હતુ, જે ઉઘાડવાસ કરવામા અગત્યનો ભાગ ભજવતુ

બીજે દરવાજે પૂસતાં એક સીધી સડક જેલના બીજા છેડે જતી જોઈ શકાતી, જ્યાં જેલના કારખાનાં આવેલાં હતાં. સડકની બન્ને બાજુએ હારબંધ લીમડીઓ વાવી હતી. પણ એમાંથી એકે ધ્યાન ખેંચે એવડી મોટી થઈ ન હતી, જોકે પાણી નિયમિત પાવામાં આવતું. કહેવાતું કે અહીંની જમીનને લીમડો ભાવતો નથી. પછી પાણી પાનારાઓના આશીર્વાદ (!) કામ કરતા હોય તો રામ જાણે. જો કે પીડિતોના નિશ્વાસે સામ્રાજ્યો ખવાઈ ગયાં સાંભળ્યાં છે. લીમડીઓનાં મૂળ ખવાઈ ગયા સાંભળ્યાં નથી!

બીજા દરવાજાની બહાર જમણી બાજુએ એક નાનકડી છાપરાબંધ ઓસરી હતી. તેમાં ગુનેગાર કારકુનો બેસતા. સુપરિન્ટેન્ડેન્ટની ઑફિસની એક બારી આ ઓસરીમાં જ પડતી.

આવી આ જેલમાં બે દરવાજા વટાવીને બગીચા ફાઈલ થોડે દૂર સડકની ડાબી બાજુએ બેઠી

'આજે આપણને મોડા લાવ્યા, ખરુ ?' પ્રકાશે મનોજને પૂછ્યું.

'હા, રોજ પાંચ વાગે આવીએ છીએ આજે સવા પાંચ તો થઈ ગયા. હજી નાહશું, ધોશું ખાશું ને તે પછી પથારી ભેગા થાશું. તે યે કોની પથારી હશે એ કોને ખબર છે? આ એક ભારે પંચાત છે. આપણે રોજ બિસ્તરા મૂકીને જઈએ ને પછી આવીએ ત્યારે એવો હલ્લો થાય કે ગમે તે ગમે તેનો બિસ્તરો ઉઠાવી લ્યે. રોજ રોજ કોઈની ગમે તેવી પથારીમાં સૂવું ગમતું નથી.'

'છતાં ઊંઘ કેવી આવી જાય છે?'

'એ તો થાક્યા હોઈએ એટલે પડ્યા ભેગી સવાર. પણ હુ રોજ સવારના ઊઠુ છુ ત્યારે મારી કેડ ખૂબ દુખતી હોય છે.'

'કાંઈક તો આપણે વધારેપડતા લાડમાં ઊછર્યાં હોઈએ છીએ.' પ્રકાશે ધીમેથી કહ્યું.

'એ તો છે જ, છતાં કામ પર ચડું છું ત્યારે એ ભુલાઈ જાય છે.'

'ત્યારે તો કામના અભાવે દુઃખતી હશે.'

મનોજ હસી પડ્યો; 'ચાલો ઝડતી આવી' એમ બોલતો ઊભો થયો. જેલની દુનિયામાં ઝડતીની ક્રિયા એ માનવસ્વભાવમાં રહેલ અદેખાઈ ને સત્તાના પશુતાભર્યા ઉપયોગનું ઘણકતું ઉદાહરણ છે. જેલમાં બહારની દુનિયાની એક પણ ચીજ ભૂલેચૂકે અંદર પેસી ન જાય એને માટે અધિકારીઓ નિરંતર સાવચેતી ગખે છે; એને જ જેલની વ્યવસ્થા માની બેસી પોતાની સંપૂર્ણ શક્તિ એની પાછળ ખર્ચે છે, ને એમાં જ પોતે વફાદાર હોવાનું અભિમાન લે છે.

ઝડતીની ક્રિયા વખતે કેદીને માત્ર લંગોટ પહેરી ઊભા રહેવું પડતું; આમનેમ ફેરવી મોઢું ઉઘડાવી પોલીસ એની તપાસ કરતો; પછી એનો લંગોટ કઢાવી નાખતો, એટલું જ નહિ પણ તોર ચડે તો એક-બે ઊઠબેસ કરાવતો.

સત્તાવાળાઓને કોઈ સખી દિલનો માણસ આવી વસ્તુ વિષે જાણ થતાં પૂછતો, તો તેઓ પોતાની 'સાતે અંતરોની' દિલગીરી જાહેર કરીને કહેતા. 'અમારે ભાગે એવા લોકો સાથે કામ લેવાનું આવ્યું છે કે જો આટલી સાવચેતી ન રાખવામાં આવે તો આખા તંત્રમાં ગેરવ્યવસ્થા ને અંધાધુંધી પ્રવર્તે.' વધારામાં એ એવા દાખલા આપતા કે સખી દિલના માણસથી કાંઈ બોલી શકાય જ નહિ, અને તેઓ 'છતાં આપણે એવા દુઃખી માણસોને માટે બને તેટલું કરવું જોઈએ' એમ કહીને ઊઠતા. આમ એ સખી દિલના ગૃહસ્થ સામાજિક મૃત્યુ પામેલાઓ પ્રત્યે હમદર્દી બતાવ્યાનો સંતોષ અનુભવતા.

કેદીઓને આ સામે કંઈ વિરોધ ન હતો. મૂડદાને વિરોધ હોય? શરમ હોય! શરમ સભ્ય જીવનમાં. કબ્રસ્તાનમાં મૂડદાંઓનું કફન લઈ લો તો કોઈ પ્રતિકાર કરશે? એમને શરમ આવશે? જેલમાં શરમ જ ન હોય ત્યાં તો સૌ મૂડદાં છે.

ગજબંદીઓની ઝડતી એમ ને એમ કપડાંભેર લેવાતી. એમને

આખે શરીરે હાથ ફેરવીને તપાસી લેતા, કારણકે અધિકારી-વર્ગ વિના કારણ દારૂખાનામાં દીવાસળી ચાંપવા તૈયાર ન હતો. એમને હૈયે ધરપત હતી કે આ લોકો કાંઈ નહિ લઈ જાય; છતાં ઝડતી ધ્યાનપૂર્વક લેવાતી, ને જરૂર લાગતી તો કપડાં ઉતરાવી એકલા લંગોટભર ઝડતી લેતા પણ ખરા. આવા પ્રસંગો બનતા ત્યારે બધા તેનતરફ ઘૃણા ને ચીડથી જોતા.

'ક્યાં મૂકવા જવાનાં છે?' ઝડતી લેવાઈ ગઈ એટલે કોળું ખભા પર મૂકતાં પ્રકાશે પૂછ્યું.

'ગયા વખતે તો મોટા ચક્કરના છેલ્લા વૉર્ડમાં મૂક્યાં હતાં, આ વખતે તો મુકાવે ત્યાં ખરાં.'

સામસામી બન્ને બેરેકો વચ્ચે એક સો માણસો એક સાથે નાહી શકે એવડો હોજ હતો. અત્યારે એ પાણીથી છલોછલ ભર્યો હતો. સ્વચ્છ બીલોરી પાણીમા આથમતા સૂર્યનાં કિરણો નાચતાં.

ખાલી બેરેકમાંથી એક ઉઘાડીને પોલીસ બારણામાં જ ઊભો રહ્યો. કોળાં લઈને સૌ અંદર દાખલ થયા. સૌ એકબીજાથી પહેલાં દાખલ થવાનો પ્રયત્ન કરતા. મનોજ અને પ્રકાશ છેલ્લા હતા. મનોજને આગળ જતો જોઈ પ્રકાશે એને રોક્યો: 'શી ઉતાવળ છે? જો ને કેટલી ગરબડ છે! નાહક એમાં ઉમેરો કરવો!' પણ જે પહેલાં ગયા હતા તે હવે બહાર નીકળવાનો પ્રયત્ન કરતા હતા. મનોજની ધીરજ ન રહી એટલે પ્રકાશનો હાથ ખેંચીને એ ઘૂસ્યો.

પ્રકાશ ઢગલા ઉપર કોળું મૂકવા ગયો ત્યાં એને પાછળથી ધક્કો લાગ્યો ને મહામુસીબતે ઢળી જતાં બચાયું. એને લાગ્યું કે ધક્કો ખાસ ઇરાદાપૂર્વક મરાયો હતો; એટલે પાછું ફરીને જોયું તો બધાં પોતપોતાનાં કોળાં પછાડતા હતા, ને બેરેકમાં જબરો કોલાહલ મચી રહ્યો હતો. કોઈ કોઈનું સાંભળતું ન હતું. કોળું મૂકીને આની સાથે કોઈ જ લાગતું-વળગતું ન હોય તેમ એ પાછો ફર્યો. જાળીએ જ પાંચેક ડગલાં ભર્યાં હશે ત્યાં પોલીસે આવીને એને એક-બે

તમાચા ચોડી દીધા. એને લાગ્યું કે ચારે બાજુ સર્વત્ર છાપરું મૂક્યું, એના કાને એ ધણધણાટી પણ સાંભળી, ને પછી થોડીક વાર કાંઈ ન દેખાયું. ગુસ્સાથી એનો સાદ ફાટી ગયો: 'કાયકુ હમકો લગાયા તુમને?' પણ પોલીસે એને બોલવા જ ન દીધો. એની આંખે એ દરમિયાન જોયું કે કેટલાક જણ ઝડપથી એની પાસેથી પસાર થઈ જતા હતા.

'જ્યાદા ગરબડ મત કર, નહિતર દસ લગાઉંગા,' પોલીસે ક્રોધથી દંડો ઠોકતાં કહ્યું.

'તુમકો હાથ લગાનેકા હુકમ કિસને દિયા? હાથ ક્યૌં લગાયા કાયકુ?' પ્રકાશે ત્યાં ને ત્યાં ઊભા રહી ઊંચા સ્વરે કહ્યું.

'જબાન બંધ કર; અભી હડ્ડી તોડ ડાલુંગા' પોલીસે ગુસ્સાથી ગાંડ પાડી અને પ્રકાશનો હાથ ખેંચી કોગાના દવાખાના તરફ ખેંચવા માંડ્યો.

'પહલી હડ્ડી તોડો, પીછે હમ થાનેમેં આઉંગા.' પ્રકાશે અદબ ભીડીને કહ્યું. પોલીસે દંડો ઉગામ્યો.

'મૈં દેખતા હું કે તુમ કિસ તરહસે હડ્ડી તોડના હૈ. હડ્ડી તોડના મંગતા? તોડો તોડો, મૈં સત્યાગ્રહી હૈં તો ભલે!' એણે આડું નાખી દીધું ને ભત્તને ઓઢીને ઊભો રહ્યો. આખા ઓરડામાં એનો અવાજ ગાજી રહ્યો.

બહાર નાસી ગયેલા બારીએ ઊભા ઊભા જોતા હતા. બધાને લાગ્યું કે હમણાં પ્રકાશનું માથું રંગાઈ જશે. બે-ચાર જણ અંદર પણ ધૂસ્યા.

મનોજને થયું કે આ દંડો લાકડાને બદલે રૂનો બની જાય તો કેવું સારું! એને ખબર ન હતી કે એનો ચહેરો તો રૂ જેવો જ બની ગયો હતો. ને ત્યારે પ્રકાશનો? લાલચૂમ.

આ ગરબડ સાંભળી હોજ પર ઊભેલા બે-ત્રણ પોલીસો ને એક-બે દોડીને અંદર દોડી આવ્યા. એમણે આવીને પ્રકાશને પોલીસના હાથમાંથી જુદો પાડ્યો ને 'ક્યા હૈ ક્યા? ક્યા ગરબડ મચાયા!' એમ જુદા જુદા સવાલો પૂછવા માંડ્યા.

'દેખો યે ક્યા કીયા ?' પેલા પોલીસે ભાંગેલાં કાળાં તરફ હાથ લંબાવતાં કહ્યું. પચીસેક કાળાં જુદા જુદા કટકાઓમાં તૂટેલાં પડ્યાં હતાં.

'યે હકાલો.' એણે હાંફતાં હાંફતાં પ્રકાશને એક કાળું બતાવ્યું. એ હાંફ મહેનતની ન હતી. એ નિષ્ફળતાની હતી.

'મેં ઉડાઉં ? ક્યા મેંને વો તોડા હૈ ? મેંને ખોપલા ફેંકા વો તુમને દેખાયા ?' પ્રકાશે ગુસ્સો સહેજ નરમ પાડતાં સવાલો પૂછ્યા.

પોલીસ કંઈ જવાબ દીધા સિવાય મૂંગો રહ્યો એ પ્રકાશને ધારી ધારીને જોતો હતો. જાણે એ જ હતો કે નહિ તે યાદ લાવવા મથતો હતો.

'જમાદાર! ઐસા મારનેકી ક્યા જરૂરત થી? વો તો કોલા તોડનેમેં ભી નહિ થા, તોડા ઉસકો ખટલા પર લે જાઓ.' એક મોટા જણાતા ભાઈએ વચ્ચે આવીને કહ્યું.

પ્રકાશને આ ભાઈની દખલગીરી ન ગમી એને થયું કે શા માટે એ વચ્ચે આવતા હતા? એ જ પોલીસને જોઈ દોડીને ચાલ્યા ગયા હતા એ યાદ આવ્યું. એનો ગુસ્સો પોલીસ તરફથી એમની તરફ વળેલો હતો.

'અચ્છા, અભી તો તુમ યે તૂટા હૈ વો લે લો, પીછે સુબેદારકી પાસ જાકે બોલના હૈ વો બોલો.' એક પોલીસે વચ્ચે પડી સમાધાનનો માર્ગ શોધ્યો.

'હમને કોલા ફેંકા નહિ હૈ, રખ્ખા હૈ, તો ફિર કાયકુ ઉઠાયગા ?'

'હમકો બગાબર યાદ હૈ કે તુમને હી ખોપલા ફેંકા હૈ, અભી જૂઠ બોલતા, તુમારે ઉઠાના હી પડેગા.' પોલીસને યાદ આવ્યું કે એણે માર્યો એ તો આ જ હતો, ને ખોપરું ફેંક્યું એટલે વો માર્યો હતો.

'હમ નહિ ઉઠાયગા, તુમ કુછ ભી કર સકના હો.' પ્રકાશે બેપરવાઈથી પીઠ ફેરવીને ચાલવા માંડ્યું. આજુબાજુ ઊભેલાએ એને માર્ગ આપ્યો ને એને વીંટળાઈ વળી બહાર નીકળ્યા. પોલીસો એટલા ડઘાઈ ગયા કે શું કરવું એ સૂઝ્યું નહિ. હવાલદાર પણ

હાજર ન હતો. એ ઑફિસમાં કામનો હિસાબ આપવા ગયો હતો. એકાદ જણે રોકવા પ્રયત્ન કર્યો, ત્યાં એ મોટા દેખાતા ભાઈએ કહ્યું: ' અભી રહેને દો, ઉસકા નબર લે લો, ઓર પીછે હવાલદાર કુછ બોલે તો હમકો ઔર ઉસકો બુલાના. '

' અચ્છા, નંબર ? '

' એકસો અટ્ઠાવીસ. '

બહાર આવીને પ્રકાશે મનોજને શોધવા માંડ્યો. એ તો એની પાછળ જ ઊભો હતો.

' કપડાં ક્યાં છે ? '

મનોજ અને પ્રકાશ બન્ને સાથે જ કપડાં રાખતા.

' આ રહ્યાં, ચાલો. ' એણે કહ્યું.

પણ બધા પ્રકાશની આજુબાજુ ફરી વળ્યા. સૌ અંદર અંદર પૂછતા હતા: ' ક્યાં માર્યું ? ' ' હું કેવુંક લાગ્યું ? '

' હવાલદારને હમણાં ને હમણાં રિપોર્ટ કરો; પછી વળી આવશે નહિ. ' એક જણે ટોળામાંથી સૂચના કરી.

' મેં બરાબર જોયું છે કે એમણે કોળું ફેંક્યું જ ન હતું.' અવાજ આવ્યો.

' બરાબર છે, મેં પણ જોયું હતું '

' હવાલદારને રિપોર્ટ કરો જલદી. '

' એ મારી શકે જ કેમ? એને સત્તા જ કોણે આપી ' બહુ તો ખડા કરે. '

આટલી વારમાં પ્રકાશ સ્વસ્થ થઈ ગયો હતો. એને થયું કે આ શરમ ભરેલું દૃશ્ય હવે પૂરું થવું જોઈએ ' મારે રિપોર્ટ નથી કરવો.' એણે ઊંચે સાદે કહ્યું.

' એ તો ધારતા જ હતા. ' છેડા પરથી અવાજ આવ્યો. મનોજે જોયું તો પ્રદ્યોત હસતો હતો.

બીજા એક વકીલ ભાઈએ આવીને સમજાવ્યું કે 'અત્યારે તમે નહિ કહો તો પોલીસો તમારા પહેલા રિપોર્ટ કરી દેશે, ને પછી તમારું કોણ માનશે ?'

'તો જોઈ લેવાશે' પ્રકાશ ઉતાવળથી જવાબ દઈ બહાર નીકળ્યો

'કેવું શરમ ભરવું ?' કપાળ ઉનાગતા પ્રકાશ બોલ્યો

'બરાબર પ્રકાશભાઈ, આપણે સહન નહિ જ કરવું જોઈએ હું પોતે ઠેઠને સુધી હાજર હતો સાક્ષી તરીકે મને જ બોલાવજો' મનોજે કહ્યું

પ્રકાશ મનોજ સામું જોઈને સહેજ હસ્યો 'પણ ગાંડા, ફરિયાદ જ નથી કરવાનો, એની હું વાત જ નથી કરતો'

'ખરેખર ? શું કામ ?' મનોજને આશ્ચર્ય થયું એને એવો ખ્યાલ હતો કે અત્યારે નહિ તો ઠેઠ સવારે કહેશે, પણ 'નથી જ કરવાનો' એમ સાંભળ્યું ત્યારે એને આશ્ચર્ય થયું એના મગજમાં એક મ વિચાર ઘૂમવા લાગ્યા

એ પ્રકાશને સારી રીતે ઓળખતો હતો એની નિર્ણય શક્તિ ને બુદ્ધિમાં એને બાળક સમી શ્રદ્ધા હતી હંમેશા પ્રકાશે જે કહ્યું તે એણે સ્વીકાર્યું હતું પણ અત્યારે એને થયું કે પ્રકાશભાઈ માર ખાઈને બેસી રહે એ ઠીક નહિ એને માગનાર પોલીસ પર પણ ગુસ્સો આવ્યો એને થયું કે એ પોલીસને બરાબર શિક્ષા થવી જ જોઈએ પણ એને ખબર હતી કે પ્રકાશ અમુક નિર્ણય કર્યા પછી એને કદી છોડતો નહિ ને કદાચ અસાધારણ પ્રસંગે એ છોડે તો ય પોતાની સમજાવટથી તો નહિ જ

'ત્યારે શું પ્રકાશભાઈને માર ખાઈ લેવા દેશો ? ના ના' એણે મનમાં સવાલજવાબ કર્યા, અને પ્રકાશને સમજાવી શકે એવા માણસને ગોતવા માંડ્યો એને પ્રવીણ યાદ આવ્યો તે દિવસના

'પરિચયે એ એના તરફ આકર્ષાયો હતો એ જુસ્સો, એ વાણી. એને પ્રદ્યોત પ્રત્યે માન થયું હતું.

'હમણાં આવું છું હો!' એ દોડ્યો.

કુમારવય હમેશ ઊર્મિમય હોય છે. કુમારદૈયું એનું ભક્તિભર્યું રુધિર કોઈના અંકે ઢાલવવા તલસતુ હોય છે.

પ્રદ્યોત હોજના બીજા છેડા પર લંગોટ પહેરતો હતો મનોજને ઉતાવળો ઉતાવળો આવતો જોઈ એણે પૂછ્યુ: 'કેમ?' એને આ છોકરા જેવડા જુવાન પર વહાલ ઉત્પન્ન થતુ.

'એક કામ કરશો?'

'શું?' એણે હસીને પૂછ્યું.

'પ્રકાશભાઈ રિપોર્ટ કરવાની ના પાડે છે.' એના અવાજમા સરળ આજીજી હતી.

'એ તો હુ ધારતો જ હતો.'

'પણ તમે એમને ન સમજાવો?'

'એમને સમજાવવા જ મુશ્કેલ' પ્રદ્યોતે દાંત કચકડતાં મક્કમતાથી કહ્યુ

'પણ સમજાવી શકો તો તમે જ. મારુ થોડુ જ માનવાના હતા? આજે જ એ તમારા વખાણ કરત હતા.' મનોજને યાદ આવતા કહી નાખ્યુ.

'મારાં?' પ્રદ્યોતને થયુ કે આ છોકરો જૂઠું તો નહોતો બોલતો? તેને લાગ્યું કે છેવટ એને નાખુશ ન કરવા ખાતર પણ પ્રયત્ન કરવો, ભલે પ્રકાશ માને કે નહિ

'હું પ્રયત્ન કરી જોઈશ' એણે કહ્યુ.

પણ લેતા લેતા પ્રદ્યોતના મનમા થયુ 'મારા વખાણ? વિચિત્ર!'

: ૪ :

પ્રદ્યોત બેરેકમાં આવ્યો ત્યારે એનું મગજ ગૂંચવાયેલું હતું. એને આજના પ્રસંગે મૂંઝવણમાં નાખી દીધો હતો. એ સમજતો હતો કે રિપોર્ટ કરીને પોલીસને ખટના પર હુમલાની સલાહ આપનારાઓનો ઉદ્દેશ એમાં શો હતો.

પહેલા ઉપવાસ વખતે સુપરિન્ટેન્ડેન્ટે વચન આપ્યું હતું કે ‘તમને કોઈ હાથ નહિ લગાડે ને કદાચ એવું બનશે તો હું તમને બરાબર સાંભળીને ન્યાય આપીશ.’ જોકે આ વચન કેટલું પાળવામાં આવ્યું હતું—અરે પાળવા પ્રત્યે કેટલી બેદરકારી બતાવવામાં આવી હતી એ સૌ જાણતા હતા; કારણકે તે પછી પણ મારવાના ને અન્યાય થવાના કિસ્સા બન્યા હતા.

પણ એમાં સજા ખાનારી વ્યક્તિઓનો પણ થોડોઘણો દોષ હતો. એટલે એમનો કિસ્સો એટલી સરળતાથી રજૂ થઈ શકે તેમ ન હતો. પણ પ્રકાશ તો સાવ નિર્દોષ હતો એ સૌ જાણતા હતા.

પોલીસ પણ એની કડકાઈ માટે સુપ્રસિદ્ધ હતો. કેટલાયને એના મોંમાંથી સરસ્વતી સાંભળવી પડી હતી ને કેટલાયને એના તરફથી ખટલા પર ઘસડી જવામાં આવ્યા હતા. સેપરેટમાં એનો વારો હતો ત્યારે એકાદ જણને મારેલો એમ પણ વાત સંભળાતી.

પ્રકાશ પથારીમાં ઊંધું માથું નાખીને પડ્યો હતો. પડખે પ્રદ્યોત બેઠો હતો. એને થયું ‘આ જક્કી માણસ માનવાનો જ નહિ ને હું કહીશ એટલું જ. તો પછી શા માટે એને મનાવવો?’ એને એની નિર્ણયશક્તિનું ગુમાન છે તો ભલે ને એ ઠીક લાગે તેમ કરે.’

પણ તેને પ્રફુલ્લ મને દોડયા જતા મનોજની કલ્પના આવી. એની નજર આગળ પોલીસને તમાચા મારતો જોયો: એ જ કાળું–કરચળિયાળું મો, ને એ જ કર્કશ અવાજ એના કાનમાં ગુંજી રહ્યો. એણે હોઠ પીસીને પથારી પર મુક્કો માર્યો. ' એને ખબર પડવી જ જોઈએ. '

સ્વમાનના ભોગે પણ એણે પ્રકાશને સમજાવવાનું નક્કી કર્યું.

પ્રદ્યોત એની સાથે વાત કરવા તૈયાર થતો હતો ત્યાં એક આધેડ વયના ભાઈને તેની તરફ આવતા જોયા. પ્રદ્યોતને ખબર હતી કે ઘનશ્યામભાઈ એક જ, બેરેકમાં વયે ને વૃત્તિએ ઘરડામાં ખપે તેવા હતા; પ્રાર્થના પછી કેટલી યે વાર વાતાવરણ ને વાતને અણશોભતું ગાંભીર્ય ધારણ કરી એમને પ્રવચન આપતાં સાંભળ્યા હતા. ઘનશ્યામભાઈ આવીને પ્રકાશની પથારી પર સંકોચાઈને બેઠા: ' પ્રકાશભાઈ! આજે વળી શી ધમાલ હતી ? ' એમના ગળામાં અસામાન્ય મીઠાશ હતી. પ્રદ્યોતને લાગ્યું કે આવી મીઠાશ લાવવા માટે ગળાને ખૂબ કેળવવું પડતું હશે.

ઘનશ્યામભાઈ લાંબી મુદતની સજાવાળા હતા. લાંબી મુદતની સજાવાળાઓએ અને વૃદ્ધોએ, જ્યારે બધાને બહાર વાડીમાં કામ કરવા લઈ જવાનું શરૂ કર્યું ત્યારે, સુપરિન્ટેન્ડેન્ટને અરજ કરેલ કે અમને જ્યાં હતા ત્યા કારખાનામાં જ રાખવા; ને એ અરજ મંજૂર પણ થયેલી.

અરજ એ શબ્દ સાંભળીને કોઈએ ભડકવાની જરૂર નથી. અરજ એ સાચો જ શબ્દ છે; કારણકે જેલમાં complain ( ફરિયાદને ) સ્થાન જ નથી. ભલે પછી એ અરજમાં કાંતવાને બદલે ચક્કી માગવાની હોય કે માંદગીની સારવાર માટે કહેવાનું હોય.

' તમે મારા સંબંધમાં પૂછો છો ? '

ઘનશ્યામભાઈએ ડોકું હલાવી હા પાડી.

'એ તો એમ બન્યુ કે આજે અમે આડમામા કોળા મૂકવા ગયા હતા મારો વારો આવ્યો ને મૂકવા જાઉ છુ ત્યા કોઈએ મને ધક્કો માર્યો સદ્ભાગ્યે કોળુ પડતુ બચ્યુ હું ચોક્કસ માનુ છુ કે એ ધક્કો ઇરાદાપૂર્વક મારવામા આવ્યો હતો એ કોળા પછાડતી વખતનો એમનો આનદ તમે જોયો હોત તો આશ્ચર્ય પામો હુ તો જોયુ ન જોયુ કરીને પાછો ફરતો હતો, ત્યાં બહારના પોલીસે આવીને સીધો મને પકડ્યો એ મને પકડવા રહ્યો એ દરમિયાન બીજા ભાગી ગયા મે એની સાથે ટકટક કરી ને કહેવા માડ્યુ કે મને માર્યો જ શા માટે ? પણ મને એ સાભળે તેમ જ ક્યા હતો ? એણે તો મને દડો મારવાની બીક બતાવી ને એક ભાગેલુ કોળુ ઉપાડી લેવાનુ કહ્યુ પણ હુ એમ થોડો જ સ્વીકારી લઉ ? એ દરમિયાન બીજા પોલીસો આવી ગયા ને તેમણે પણ મને સમજાવ્યો કે 'તમને માર્યું છે એ વાત તમે સુપરિન્ટેન્ડેન્ટની પાસે જઈને કહેજો, અત્યારે તો કોળુ લઈને ચાલો ' પણ મે તો કહ્યુ કે 'ભાઈ, મે કોળુ તોડ્યુ જ નથી તો શા માટે ત્યાં લઈને આવુ ?' એમ કહીને હુ તો ચાલ્યો આવ્યો '

ઘનશ્યામભાઈની આંખો સહેજ પહોળી થઈને મીંચાઈ

'પછી હવાલદારને કંઈ કહ્યુ ?'

'મે હજુ હવાલદારને કહ્યુ જ નથી ' પ્રકાશ હરખો પણ એના હાસ્યમાં મૂઝવણનો સીમા ન હતો

'શુ તમે હવાલદારને રિપોર્ટ પણ નથી કર્યો ? શુ અજબ માણસ ! તમારા જેવા માણસ આવા પ્રસગને કેમ જવા દેતા હશે એ સમજાતુ નથી ' પ્રકાશને 'sound case'ના શબ્દો યાદ આવ્યા, પ્રદ્યોતને થયુ કે પોતાને એક વકીલ મળી ગયો હતો

'તમે સાભળો તો ખરા મે શા માટે ફરિયાદ ન કરી એ જ હું કહુ છુ તમે ન આવ્યા હોત તો હું જ તમારી પાસે આવવાનો

હતો. મને એમ લાગે છે કે પોલીસનો મને તમાચો મારવામા કાઈ જ દોષ નથી એ તો બિચારો અભણ ને અક્કલ વગરનો, એ ક્રોધમા આમ કરી બેસે એમા કાઈ નવાઈની વાત નથી ને વળી એ ક્રોધ ચડાવવામા કારણભૂત તો આપણે જ થયા હતા હું ને તમે પણ જો આપણા પરની જોખમદારીવાળા કામમાં કોઈ બગાડ કરે તો ગુસ્સે થઈ જઈએ તો એને માટે તો એ વસ્તુ ,અત્યત સામાન્ય છે એટલે જ હુ સુપરિન્ટેન્ડેન્ટ કે કોઈને ફરિયા કરવા માગતો નથી '

' તમે કહો છો એ વસ્તુ બરાબર છે પણ એક બાજુથી, તમે હજુ એક બાજુ જ તપાસી છે ' ઘનશ્યામભાઈએ અનામિકા હલાવતા હલાવતા કહ્યુ ' તમે કોણુ ભાગ્યુ નથી, જે ભાગનારા છે એ બીજા છે એ રીતે તો તમે સપૂર્ણત નિર્દોષ વ્યક્તિ છો એટલે અગત રીતે તો તમારો વિરોધ નોધાવવામા તમને સકોચ થવો જ ન જોઈએ બીજુ એ કે પોલીસે તમને માર્યા એનુ કારણુ તમે ક્રોધ માનો છો, ત્યા મારો થોડોક દષ્ટિભેદ છે મને એ હિમત પાછળ તો જેલરના ચાબડભાણા લાગે છે જેલરે એમને પાયેલ તુમાખીની ભાગ એ માટે જવાબદાર છે એટલે સીધી રીતે તો આપણે સત્તાની સામે જ વિરોધ નોધાવીએ છીએ પોલીસ તો મ ત્ર સાધન જ છે મર્યનીતિની દષ્ટિએ પણ આપણે લગ ર વિચાર કરીએ તો એમ લાગે કે જો તમે આ કેસ રજૂ ન કરો તો પોલીસો ના મનમાં ગો વધે તમે ભલે ડોકુ હલાવો, પણ આ તો સીધો હિસાબ છે ઉપરાત તમારા કેસ વિષે લોકોમાં પણ ગેરસમજ ફેલાય એટલા માટે પણ તમને થયેલા અન્યાય માટે તમારે ઠેઠ સુધી જઈ આવવુ જોઈએ આ વખતે તો એ લોકોને જરૂર ઠપકો મળશે કારણકે તમે સાવ નિર્દોષ છો અને પછી તો ફરી વાર દાક હશે તો ગે આપણા ઉપર ઘા કરતા આચકો ખાઈ જવાના છે આમ

ક્વાની પાછળ આપણે એ ઉદ્દેશ જરૂર ન રાખીએ કે પોલીસને સજા થવીજ જોઈએ આપણે તો આ વસ્તુ સત્તાવાળાના ધ્યાન ઉપર લાવવા માગીએ છીએ, તે એમ જ વાત રજૂ કરીએ પહેલાં આપણને કોઈ હાથ નહિ અડાડે તેવુ વચન પણ અપાયુ હતું. '

પ્રવીતને લાગ્યુ કે આ માણસ એના દિલની એકેએક વાત ર ટૂ કરતો હતો એનું ગાંભીર્ય, ગળાની મીઠાશ અને વસ્તુને રજૂ કરવાની કુશળ રીત માટે ધન્યવાદ આપવાનું એને મન થયુ એને થયુ કે વૃદ્ધોની યે ઉપયોગિતા તો છે

પણ આપણે જ આ કિસ્સાના મૂળઉત્પાદક છીએ એ હુ ભૂલી શ તો નથી '

ઘનશ્યામભાઈ મૂઝારેના દેખાતા પણ પ્રવીત એમની વહારે ધાયો પણ તમે બનાવની પાસેથી શુદ્ધ સત્યાગ્રહી તરીકેના વર્તન ની આશા કેમ રાખી શકો? બધા જ કાંઈ થોડા ગાધીજી છે?

' આમાં મહાત્માજી થવાની વાત જ નથી એ તો હુ બરાબર સમજુ છુ કે બધા મારુ કે તમારુ અનુકરણ ન કરી શકે પણ અહીં તો અ પણે ભૂલ કરીએ છીએ, જે કેટલાકને મ ટે ક્ષમ્ય ગણાય, પણ આપણે એટલેથી જ અટકી નથી જત આપણી એ ભૂલનો ભોગ થઈ પડેલી વ્યક્તિ પર વેર વાળવાનો ઘાટ ઘડતા હોઈએ એમ મને લાગે છે એ કોઈને માટે ક્ષમ્ય નથી ' પ્રકાશે મક્કમ તાથી કહ્યુ

આપણે ક્યા એમ કહીએ છીએ કે એને શિક્ષા કરો આપણો એ ઉદ્દેશ જ નથી ' ઘનશ્યામભાઈએ બચાવ માર્ગે

શુ ત્યારે તમે એમ માગો છો કે હુ ફરિયાદ કરુ ? મારુ સાચુ માને અને પોલીસને કઈ ન થાય ? તમે જ્યા સીધી રીતે સત્તાની સામે આપણે ફરિયાદ નોંધાવીએ છીએ ' એમ કહ્યુ ત્યાં તો ' આડકતરી રીતે એ શબ્દ વાપર્યું સીધી રીતે તો પોલીસ

સામે જ છે. જ્યારે જ્યારે ફરિયાદ કરવાનો હું વિચાર કરું છું ત્યારે ત્યારે આ જ વસ્તુ આડી આવે છે. મેં પણ તમારી માફક વસ્તુ નજરે ન જોઈ હોત તો આ જ સલાહ આપી હોત. પરંતુ મેં સમગ્ર દૃષ્ટિએ વિચાર કરી લીધો છે ને નિર્ણય પર આવી ગયો છું એમ નહિ માનતા. આજની રાત વિચાર માટે જ રાખી છે. ઠીક લાગશે તો સવારે ફરિયાદ કરીશ.'

પ્રદ્યોતને લાગ્યું કે પ્રકાશ કદાચ વિચાર બદલે. એટલે એણે દલીલ શરૂ કરી: 'તમે જો ફરિયાદ નહિ કરો તો એ જ પોલીસ ફરી બીજા પર હાથ લગાડતાં આંચકો નહિ ખાય એમ તમને નથી લાગતું?'

'ના, એવું તો હું નથી ધારી શકતો. કદાચ એના પર સારી કે ખરાબ કાંઈ જ અસર ન થાય. સૌની માફક એ પણ આ પ્રસંગને ભૂલી જાય. પણ એને શિક્ષા કરાવવામાં તો એને આપણી તરફ એક ડગલું ખેંચવાને બદલે દૂર ધકેલીએ છીએ, ને આપણી જાતને પણ પ્રમાણિકતા અને સત્ય, કે જેને વળગી રહેવાનો આપણો દાવો છે, અને જેના વિષે કોઈ શંકા ઉઠાવે તો યે આપણું માથું વઢાઈ જાય એમ લાગે છે, તેનાથી વેગળી ફેંકીએ છીએ. એમ મને દીવા જેવું લાગે છે.'

'પણ આપણે એને શિક્ષા કરાવવા માગતા જ નથી તેનું શું?'

'તમે મારી જગ્યાએ હોત તો શું કરત?' પ્રકાશે વાત બદલાવી.

'હું? હું હોત તો? કંઈક જુદું જ થઈ ગયું હોત.' પ્રદ્યોતે હસતાં હસતાં કહ્યું.

'ના, ના. તો યે?'

'હું તો તમારા જેવું અપમાન સહન જ ન કરી શકું. કદાચ ત્યાં ને ત્યાં એની સાથે ઝઘડો થઈ ગયો હોત.'

અઘોતના બોલવામાં નિખાલસતા ને ગર્વ બન્ને હતા

પ્રમોદે એને આટલો નિખાલસ થતો પહેલી જ વાર જોયો, પણ એણે વધુ પૃથક્કરણ કરવા ન રોકાતાં કહ્યું

'જુઓ, તમે તમારી રૂબે જ કબૂલ કરો છો કે જો તમે મારી જગ્યાએ હોત તો એને શિક્ષા તો કરાવત જ, પણ કદાચ તગજ મખૂમાં ન રહેત તો ઝગડો થઈ બેસત. અને છતાં તમે ઘન શ્યામભાઈવાળી દલીલ રજૂ કરો છો શા માટે? વિચાર કરી જોઈએ આપણે ખરેખર સત્તાના ધ્યાન ઉપર આવી વાત લાવવા માગતા હોઈએ તો હું પૂછું છું કે કઈ જગ્યએ અન્યાય થતો નથી?'

પ્રમોદે આગળ ચલાવ્યું

તમે લડવાની વાત કરો છો તે તો મને મંજૂર છે હું એમ કદી ન કહું કે આપણે તે તેવધ થવા દઈએ પણ મારી ને તમારી લડવાની રીતમાં ફેર છે હું નાના નાના માણસો સાથે ઝઘડવામાં ફાયદો જોતો નથી. જ્યાં સુધી આ બધા અન્યાયોના મૂળ રૂપ મિ. હ્યુમ અને એના આડિસ્મ-ડગને આપણે ફટકો આપી ન શકીએ ત્યાં સુધી આપણે લડવાની વાતો માંડી વાળવી જોઈએ જેનું પરિણામ શૂન્ય એ પ્રયત્ન શા મમનો? આ બિચારા હવાલદાર, આ બિચારા વોર્ડર એની સામે ઊભા થતાં આપણને શરમ થવી જોઈએ એ તો બધા ભૂખના ઝાવાં મારે છે એમને તો જે ભૂખ સંતોષે એ ગોડ, આગાખ્ય પણ હ્યુમનું એમ નથી. એના ઝાવાં તો કિન્નાખોરીના છે એને આપણે મતોડીએ એની માથે આપણા ઘોડા ખેલાડીએ તે દિવસે આપણા પ્રયત્નનું કાંઈક પરિણામ આવશે આ હવાલદારોને, આ વોર્ડરોને વચ્ચે લાવ્યા સિવાય, હેરાન કર્યા સિવાય, જે દિવસે તેઓ તમને સીધી ઉપલી સત્તા સાથે લડતા જોશે તે દિવસે બધા ભીતરમાં રાજી થશે. પણ એ તો સમૂહગત લડાઈની વાત થઈ વ્યક્તિગત જેને લડવું હોય એની વાત

જુદી છે. એના મનનો ધક્કો જ એવો હોય છે કે એને કોઈ રોકી શકતું નથી. એવા પ્રસંગોમાં તો એ માણસ પોતે જ પોતાના દિલને વધુ સારી રીતે સમજી શકે. જે માણસને એ કર્યા સિવાય જીવન જીવવું જ અસહ્ય થઈ પડ્યું છે, એ તો કોઈની સલાહ લેવા ન રોકાય. સલાહ લેવા જેવી એના મનની સ્થિતિ જ ન હોય.

'પણ આપણે ક્યાં ? એવી અણમૂલી પળે આપણે તાકાત બનાવીએ એટલે બસ.' પ્રકાશ ધીમેથી બોલ્યો. બોલતાં બોલતાં એણે હાથ વતી મોઢું ઢાંકી દીધું.

કેટલા યે વખત સુધી મૌન જળવાયું. પ્રદ્યોત પથારીમાં ગૂંગળામણ અનુભવતો પડ્યો હતો.

પ્રદ્યોતે ટકોરા ગણ્યા: એક, બે, ત્રણ...અગિયાર. બહાર પડછંદ ને બુલંદ સ્વરે પોકારાયુ: 'આલ...બેલ!' જગતે સાંભળ્યું કે જેલ સલામત હતી; એને ચિંતા કરવાને કારણ ન હતું. એમના માલ ચોરનારાઓ, એમને છેતરનારાઓ, એમને લૂટનારાઓ, એમની સામે બંડ કરનારાઓ એમના કારાગારમાં હતા—કબજામાં હતા. જગત પાછું સૂઈ ગયુ.

વખત વીતતો ગયો. પ્રકાશ હજુ એમ ને એમ બેઠો હતો. એ ઊઠ્યો અને બારી આગળ જઈ ને ઊભો. બહાર ચાંદની ખીલી હતી.

બારી ઉપર હાથ ટેકવી એ રૂપેરી લાગતા જ્યોત્સ્નાના સરોવરને નિહાળી રહ્યો. શીતળ મલયાનિલે એના ઊકળેલા મગજ પર શાંતિનાં શીકરો વર્ષાવ્યાં. એણે વિચાર કરવા માંડ્યો: 'મને જે વચન આપવામાં આવ્યું હતું એનો સ્પષ્ટ ભંગ હતો, મારી શી ફરજ હતી ? મારે જવું જ જોઈએ.'

પણ એણે શાંત ચાંદનીમાં સરોવરનાં સ્થિર પાણીમાં નાહક પડે ને ધબાકો સંભળાય એવા ધબાકા સાંભળ્યા. કાળાં પછાડવાના એ ધબાકા હતા. એણે ઉત્સાહભેર પોતાના માથા પરથી

કોઈને કોળુ ઝૂટવી લેતા—પછાડીને હસતા જોયા અને જાણે કહેતા હતા 'લે બસ' એને કમકમા આવ્યા 'શા મટે આમ કર્યું ? શા માટે એ અભણ ને તામસી માણસ હવે ન ચિડાય? હું એને શિક્ષા કરાવું ? ના, ના, એમ નહિ બને. એને શિક્ષા અપાવવામાં જ સ્વમાનભંગ છે હા—બરાબર—સ્વ–મા–ન ! સ્વમાનનો ભંગ તો આપણે જ કરીએ છીએ નહિ જ બને, બને ગેરસમજ ફેલાય, બને ગેરસમજને પરિણામે મારે સજા સહન કરવી પડે.'

ક્રમશ ધીમે પગને પાછો ફર્યો

'એ જ સ્વમાનભંગ છે' અચોતે એને મોનતા આવ્યો એને પૂછવાની ઇચ્છા થઈ પણ એણે એને મક્કાઈથી દબાવી દીધી ઘટ પર બાર ટકોરા પડ્યા જગને ફરીથી સાંભળ્યું 'આન ગેર'

ને પાછું જગત જંપી ગયું

: ૫ :

બા અને બાપા બિચારાં ચિંતા કરીને અધમૂવાં થઈ જતાં હશે કે અરેરે અમારા છોકરાને જારના રોટલા અને ખારી કાંજી મળતી હશે! પણ એમને ખબર નથી કે અહીંયાં તો આપણને બબ્બે ત્રણ ત્રણ માપ કાંજી ને બે રોટલાય ઓછા પડે છે!' સવારના પહોરમાં કાંજી પીતાં પીતાં મને જે કહ્યું. આજુબાજુ સૌ હસ્યા.

જેલના ખોરાકમાં કાંજી અત્યંત મહત્ત્વનું સ્થાન ધરાવે છે. અનુભવીઓના મત મુજબ દાળ પછીનું સ્થાન કાંજી લેશે. કાંજી પેટનો કચરો કાઢી નાખે છે, પેશાબ સાફ લાવે છે, ને સવારની ગુલાબી ઠંડીમાં ગરમ ગરમ કાંજી કામે ચડતાં પહેલાં આરામરૂપ થઈ પડે છે, શિયાળામાં તો ખાસ.

પડાળીની બન્ને બાજુએ બેસી બગીચામા જનારા કાંજી પીતા હતા, કારણકે બીજા સૌને તો કારખાનામાં જઈને પીવાની હતી. થોડીક વારે એક પોલીસે આવીને બૂમ મારીઃ 'કલ જો આદમી કો મારા વો કિધર હૈ?'

મનોજ ચમક્યો. એને થયુ કે સાંજે એ છૂટો પડ્યો ત્યાં સુધી તો પ્રકાશે ફરિયાદ કરી ન હતી, તો કોઈ બીજાએ રિપોર્ટ કર્યો હશે? પોલીસે તો રિપોર્ટ નહિ કર્યો હોય?

પોલીસે ફરીથી બૂમ મારી. એટલે મનોજે દૂર છેડા પર બેસી કાંજી પીતા પ્રકાશને બતાવ્યો.

પોલીસે જઈને પ્રકાશને પૂછ્યું: 'કલ તુમને પોલીસકો મારા થા?'

'મુઝે પુલીસને મારા થા ' પ્રકાશે કહ્યુ.

'તુમકો ઓફિસ પે ચલનેકા હૈ '

પ્રકાશને સમજાયુ નહિ કે આમ કેમ બન્યુ ?

'તુમકો માગ વો બખત કોઈ આદમી હાજર થા ? તુમારા કોઈ સાહિદ હૈ ? ઉસકો લે લો '

'એક આદમી હૈ, વો બોલતા થા કે હમ ઉસ બખત હાજર થા ' પ્રમણે મનોજ તરફ આંગળી ચીંધી બધાનુ ધ્યાન આ વાત તરફ દોરાયુ હતુ મનોજ પણ દૂર બેઠો બેઠો સાભળવા પ્રયત્ન કરતો હતો પોતાની તરફ પ્રમણનો હાથ લબાવાતો જોઈએ નજીક આવ્યો

'તારે સાક્ષી આપવા આવવુ પડે તેમ લાગે છે' પ્રમણે કહ્યુ

'ખરેખરો છે ?',

'એમ લાગે છે '

'દુસરા કોઈ આદમી હૈ ?' પોલીસે પૂછ્યુ.

'ગઈકાલે પ્રકાશભાઈને માર્યો ત્યારે કોઈએ જોયુ હતુ ?' મનોજે મોટેથી બૂમ મારી

જમણી બાજુની હારમાંથી એક જણ ઊભો થઈ ને આવ્યો આવીને એ પોલીસ પાસે ઊભો રહ્યો

એના ઊભા રહેવાની ઢબમા સાદાઈ અને વિનયનુ સમિશ્રણ હતુ એના જમણા હાથની વચલી આગળીઓ સહેજ ત્રાસી હતી એ ઉપરથી દેખાતુ હતુ કે કોઈક વખત એ જગ્યાએ લાગ્યુ હશે એની ભૂરી આખોમા સ્થિરતા હતી ચહેરા ઉપર કઈક તાપની છાયા દેખાતી હતી

'તમે હાજર હતા ?'

'હા ' એણે ટૂકો જવાબ આપ્યો

'અચ્છા, તુમ તીન આદમી એ બાજુ ચલો. ' પોલીસ ત્રણેને ચક્કર બહાર લઈ ગયો

પ્રદ્યોત પ્રકાશથી બહુ દૂર ન હતો. એને થયું કે 'હઠીલા માણસને શું કહેવું-માને જ નહિ ત્યાં.' એને ઘડીક વાર થયું કે 'એ લોકો તો એ જ લાગના છે.' પણ એને સજા યાદ આવી-સાંજે કે ગૂણી કપડાં ! એના દિલમાં ચણચણાટ થયો.

'ભલે જુએ સેપરેટ.' કોઈ બોલ્યું.

'આપણામાં તાકાત નથી ત્યારે ને.' પ્રદ્યોતે કહ્યું.

'તમારું નામ શું ?' પ્રકાશે એના સાક્ષીને પૂછ્યું.

'અનિલ.'

'મને તમાચા માર્યા ત્યારે તમે હાજર હતા ? બગ દર જોયું હતું ?'

'હા.'

થોડી વારમા બગીચા-ફાઈલિ નીકળી. દરવાજા પાસે બધાને બેસાર્યા. બે-ચાર પોલીસો સૈન્યમાં અફસરો તપાસ કરવા નીકળે તેમ તપાસ કરવા નીકળ્યા. ત્યાં સૂબેદાર આવી પહોંચ્યો. એના સાથે ગઈકાલે મારનારો પોલીસ હતો

'તુમ ઉતના આદમી કો પિછાન સકતા હો ઇનને કો નિકાલ દો.' સૂબેદારે કહ્યું.

પોલીસે આખી ફાઈલિ ફરતું ચક્કર માર્યું ને ચારેક જણને ઉઠાવ્યા. ઊઠનારાઓએ સહેજ આનાકાની કરી પણ સૂબેદારે એમને કહ્યું: 'તુમકો કુછભી કહના હો તો સા'બકી પાસ બોલ દેન.'

એમને પણ પ્રકાશની સાથે બેસાડ્યા.

એક ભાઈને જોઈ મનોજે કહ્યું. 'અરે રામભાઈ' તમે ક્યાં ઝપાટે ચડી ગયા ? તમે તો હું ધારું છું કે હમણાં છૂટો છો ખરુ ?'

'હા, હું તો પરમ દિવસે છૂટવાનો છું. પણ હવે તો મને તે ખરુ.'

'કેમ તમે કાળું તોડયું છે?'

'ના રે ના, હું તો પહેલો જ હતો. એટલે મૂકીને સીધો બહાર ચાલ્યો આવેલો.'

'ત્યારે તો શો વાંધો હતો?' મનોજે હિંમત તો આપી, પણ પછી એને લાગ્યું કે વાંધો તો હતો જ.

'પણ આપણું માને ત્યારે ને! એ તો જે થાય તે ખરું. માનશું કે રીમીશન મળ્યું જ નહોતું.'

'જ્યાં–ત્યાં સાવ નિર્દોષ માણસ જ સપડાય છે.' મનોજે બળાપો કાઢ્યો

એને રામજીભાઈની એક નિખાલસ અને ભોળા માણસ તરીકેની પિછાન કારખાનામાં થયેલી. એને ખાતરી હતી કે એ જૂઠું બોલે જ નહિ–બોલવા ધારે તો આવડે નહિ

'જ્યાં સુધી દોષિતો આવીને દોષ કબૂલ ન કરે ત્યાં સુધી નિર્દોષે જ સહન કરવાનું રહ્યું.' પ્રકાશે પસાર થતી બગીચા–ફાઈલ તરફ જોઈ ગભીરતાથી કહ્યું

અનિલ આ બધા વખત દરમિયાન ગમગીન ચહેરે બેઠો બેઠો બે–ચાર કાંકરા સાથે રમતો હતો. એની સ્વકલ્પિત સૃષ્ટિનો સર્વ રસ આ બે–ચાર કાંકરામા જ સમાયેલો હોય તેમ પહેલી જ નજરે જોનારને લાગે, પણ પ્રકાશને એટલું બોલતાં સાંભળી એણે નીચું જોયું. એના ગમગીન ચહેરા પર વધુ ગમગીની પથરાઈ. એ કંઈક બોલવા માગતો હોય એમ દેખાતું હતું.

'તમને સાંકળે અને પછી બેટા માની સજા કરે તો?' મનોજે પ્રકાશને પૂછ્યું.

'તો સાચેસાચ હું ખૂબ રાજી થાઉં.' પ્રકાશે જવાબ દીધો.

બગીચા–ફાઈલ ચાલી ગઈ હતી. માત્ર વારંવાર પોલીસો અને વોર્ડરોની હેરફેર થતી. થોડા થોડા વખતને અંતરે દરવાજો ઊઘડતો

ને વળી ગયેલા, મેલા અને વધેલી હજામતવાળા ક્રીમીનલોની એકાદ ટોળી લાકડાં કે કોલસાનું ગાડું ખેંચતી પસાર થતી.

નવા આવેલામાંના રામભાઈ સિવાયના ત્રણ જણ વાતો કરતા હતા.

'આપણે કહેવું કે પાછળથી ધક્કો આવ્યો એટલે કોળા ગબડી ગયાં.' એમ સુપરિન્ટેન્ડન્ટ પાસે કેવી રીતે કહેવું એની વાત કરતા સૂચના મૂકી

પ્રકાશને આ સાંભળી ખૂબ શરમ આવી. એને થયું કે હું આને સમજાવું પણ એની હિંમત ન ચાલી. થોડી વારે એણે મનોજને પૂછ્યું: 'પેશાબ કરવા આવવું છે?'

બન્ને જણ ઊઠ્યા.

વૉડરે કહ્યું: 'દુસરા કોઈ આદમીકો પેશાબ જાનેકા હૈ તો અભી ચલો. પીછે મત બોલના. અભી જેલર સાહેબ આયગા.'

'તમારે આવવું છે?' પ્રકાશે અનિલને પૂછ્યું. ધીમે રહીને અનિલ ઊભો થયો.

દરવાજાથી થોડે દૂર બે મોટા ટબ મૂકયાં હતાં. ટબ તરફ જતા પ્રકાશ બોલ્યો. 'તમે સાંભળ્યું? પેલા ત્રણ ભાઈઓ શી વાત કરતા હતા?

'શું?' મનોજે પૂછ્યું.

'એમણે કોળાં ભાંગ્યાં નથી એમ કહેવા જેટલી એમનામાં હિંમત નથી, અગર તો એ મનાય કે કેમ એમાં એમને શંકા છે. એટલે હવે શો જવાબ આપવો—કેવી રીતે કોળું ભાગ્યું—એ માટે જવાબ શોધ્યો છે કે પાછળથી કોઈનો ધક્કો આવ્યો એટલે કોળા પડી ગયાં આવો જવાબ કોણ માનવાનું હતું? એ જૂઠું બોલીને પોતાને તો નુકસાન કરે છે, પણ બીજા જે સાચા છે એમને પણ

નુકસાન કરે છે એમના આ વર્તાવ પછી મને ને તને કોણ માનવાનું હતું ? આપણને કઈ રીતે સાચા માને ? ને એટલે જ હું કહું છું કે મને જૂઠો ગણીને સજા થાય, તો જેમણે કાગડાં ભાગ્યાં તેમના દિલનો પશ્ચાત્તાપ જન્મે ને જેઓ આપણે એ ભાગ્યાં નથી એમ જાણે છે એમનામાં અન્યાય પ્રત્યે રોષ જન્મે, અધિકારી વર્ગનો એક વધારે અન્યાય આપણા સૌને હૈયે નોંધાય તું સમજ્યો ને ?' પ્રમોદે પૂછ્યું

પ્રકાશ જોશમાં ને જોશમાં સમજ્યે જતો હતો પણ એને ખબર ન હતી કે એના એકએક વાક્યે અનિલના ચહેરાના ભાવ બદલાતા હતા ઘડીમાં વિષાદ ઘડીમાં ક્રોધ અને ઘડીમાં નિશ્ચય એના મુખ ઉપર દેખાતા પણ પ્રકાશને એના જોશમાં એ તરફ જોવાને ધ્યાન ન હતું

વાટ વગતી વખતે અનિલના મુખ પર અત્યંત ગમગીની છતાં દૃઢતાની છાયા હતી જગ્યા પર આવીને બેસતા પ્રમોદે એને ધીરે ગણગણતા સાંભળ્યો 'એમ જ, એમ જ '

પ્રમોદે જરા કુતૂહલથી પૂછ્યું 'તમે શું કહો છો ?'

પોતાને બોલતા પ્રકાશ સાંભળી ગયો એ જોઈને અનિલે પહેલાં જરા ગભરાઈ નીચું જોયું પણ તરત જ એણે ડોક ટટ્ટાર કરીને કહ્યું 'રામભાઈને ને મને રજૂ કરવો જોઈએ' એના અવાજમાં મક્કમ ખુમારી ને મુખ પર દૃઢતા ને કર્તવ્યપરાયણતાનો આનંદ હતો

તમને ? તમે કાગડો ભાગ્યું છે ?' પ્રકાશ અને મનોજ બન્ને સાથે બોલી ઊઠ્યા

હા મેં ભાગ્યું છે બધાને ગોતી ગોતીને ખરાં કરશે એનો મને ખ્યાલ સુદ્ધાં ન હતો અહીંયા જોયા પછી એમ લાગે છે કે મારે ગમ સઈને બહાર જવું જાઈએ માગ સંતાવાથી ફાયદો તો નથી જ સાક્ષી તરીકે આવ્યો છું તો આરોપી પણ બની જાઉં

'સાચે જ? તમે એમ કરવાના છો?' સહેજ દબાતે સ્વરે પ્રકાશે પૂછ્યું.

'જરૂર.'

'અને એમ જ કરવું જોઈએ. એમાં જ સાફદિલી અને મરદાઈ છે.' પ્રકાશની આંખો અનિલને ધરાઈ ધરાઈને નીરખતી હતી. એના મુખ પર જાણે તેજમાળા ફૂટી નીકળી હોય ને!

પણ મનોજે એની કલ્પનામાં ભંગ પાડતાં કહ્યું: 'ત્યારે તમે પ્રકાશભાઈને માર ખાતા જોયા છે?'

'મેં બરાબર જોયા છે, કારણકે હું એમની પાસે જ હતો. મે કોળું ઊંચકી પછાડ્યું ત્યારે હું એટલા તાનમાં હતો કે એમના માથેથી પણ કોળું ઊંચકી પછાડવા પ્રયત્ન કર્યો.'

'શું તે તમે જ હતા?' પ્રકાશે વચમાં જ કહ્યું. 'મેં તમને ધાર્યા હતા એવા તમે નથી. મેં નાહકનો અન્યાય કર્યો. આપણે ધારીએ છીએ તેટલી ખરાબ દુનિયા નથી હોતી' એના સ્વરમાં કારુણ્ય હતું.

'પણ હું તો એ વખતે ગાંડો બની ગયો હતો.' અનિલે સખેદ કહ્યું.

આ હર્ષ અને પશ્ચાત્તાપનાં મોજાંની લહરીઓને વીંધતો અવાજ થોડી વારે આવ્યો: 'પ્રકાશ જનાર્દન!' વાતોના જોશમાં એમને ખ્યાલ પણ નહોતો રહ્યો કે સુપરિન્ટેન્ડન્ટ આવી ગયો હતો.

પ્રકાશ ઑફિસ–રૂમની બારી પાસે આવીને ઊભો. ઓરડાની અંદર ખુરશી પર સુપરિન્ટેન્ડન્ટ બેઠો હતો. પડખે ટેબલ પર હેટ મૂકીને જેલર મિ. હ્યુમ ઊભો હતો. એના ચહેરા ઉપરથી એ ખુશમિજાજ માણસ હોય એમ જણાતું હતું. એના બન્ને ગાલમાં ખાડા હતા. એની આંખ ઝીણી અને ચળકતી હતી. પ્રકાશને લાગ્યું કે એની આંખમાં કુટિલતા રમતી હતી

મારી પાસે પ્રકાશને આવેલો જોઈ તરત જ એણે સમજાવ્યું 'સીધા ખડે રહો ' જેલમા 'સીધા ખડે રહો ' એટલે બે પગ બરાબર અર્ધ કાટખૂણે મેળવી ટટ્ટાર ઊભા રહેવું અને વાત કરતા એક પણ હાથ હલાવવો નહિ

સુબેદાર મારી પાસે ઊભો હતો તેણે કહ્યુ 'યે આદમી કહતા હૈ કે મુઝે મહમ્મદ પોલીસને તમાચા લગાયા ઔર મહમ્મદ પોલીસ કહતા હૈ કિ મૈંને નહિ લગાયા, લેકીન ઉસને લોપના કે ડર ઇસ લિયે ખાલી નબર લિયા હૈ '

'વહ પોલીસ કિધર હૈ ?' જેલરે પૂછ્યુ પ્રમશને એના અવાજમા ગર્વનો ગણગાટ સભળાયો

સુબેદારે થોડે દૂર મહમ્મદ ઊભો હતો તેને બોલાવ્યો. એ આવીને સીધો ઊભો રહ્યો અને સલામ ભરી

'યહ આદમી બોલતા હૈ કે હમકો મહમ્મદ પોલીસને તમાચા લગાયા વહ સચ બોલતા હૈ ?' જેલરે પૂછ્યુ

'નહિ જી હજૂર મૈ જિસ બખ્ત ખુરાકમે ગયા તબ યે આદમી સબકી સાથમે ગાના ફેંકતા થા મૈંને ઉસકા પકડ લિયા. ઔર સબ ચલે ગયે'

'Where are those fellows ?' સુપરિન્ટેન્ડન્ટે પોતાનું સ્થૂલ શરીર આગળ લાવતા કહ્યું

'વે ડાલા ફેકનેવાલે સબ આદમીઓકો બુલાવ.' જેલરે હુકમ કર્યો.

થોડી વારમા બાકીના ચાર જણને બોલાવવામા આવ્યા એટલે જેલરે વોર્ડરને પૂછ્યુ 'યે સબ લોગ ભી ઉસકી સાથમે થે ?'

'જી, હા '

'અચ્છા, પીછે ?'

'પીછે મૈ ઉસકો પકડ કર હવાલદાર કી પાસ લે ચલા

લેકિન વહ બોલા ' હમ નહિ આયગા ' ઇસ લીયે મૈંને ઉસકા નંબર લેકે છોડ દિયા, ઔર યે આદમીઓંકો સુબહ મેં પિછાન કર પકડ લિયા '

' And who are those to chaps ? ' મનોજ અને અનિલ દૂર બેઠા હતા તેમના પર નજર જતા સુપરિન્ટેન્ડન્ટે પૂછ્યુ ' વે દોનો લડકે કૌન હૈ ? '

' સાહેબ, વો તો યે આદમીકા સાહિદ હૈ ' બોલતા બોલતાં સૂબેદારે આંગળી ચીંધી

' અચ્છા ઉસકો અભી દૂર લે જાઓ પીછે ઉનમેંસે એકેક આદમીકો લાના કુછભી સુન ન સકે ઇતના દૂર બીઠાઓ '

' યે આદમી બોલતા હૈ કે ઉસને તુમકો હાથ બિલકુલ નહિ લગાયા લેકીન તુમને બોપના જરૂર ફેંકા હૈ ! તુમ કુછ બોલના મંગતા ? ' મનોજ અને અનિલને લઈ ગયા પછી જેલર પ્રમશ તરફ ફર્યો

' કાન સાજે ' પ્રકાશે શરૂ કર્યું

He is a Gujarati fellow Ask him whether he knows English ? ' સુપરિન્ટેન્ડન્ટે જેલરને સૂચના કરી.

' Yesterday evening ' પ્રકાશે જેલર કંઈ કહે તે પહેલા બોલવુ શરૂ કર્યું ' when I was returning having placed my pumpkin, I was caught up by this policeman who gave two slaps on my left cheek I asked him the reason, but he frightened me by showing his stick and ordered me to pick up a broken pumpkin I refused to do so He wanted to beat me

more, but two other policemen came in and I was free from him.'

'Was there anyone present at that time?' સુપરિન્ટેન્ડન્ટે પૂછ્યું.

'Oh, the whole lot must be present.' હુમે હસીને કહ્યું પણ પ્રકાશે એ તરફ ધ્યાન ન આપતાં જવાબ આપ્યો.

'I was so angry at that time that I did not know what was going on around me, but those two friends say that they were present.'

'ઉસમેં સે એક આદમી કો બુલાવ.'

વોર્ડર બોલાવવા દોડયો ને મનોજને બોલાવી લાવ્યો.

'સીધા ખડે રહો! યે આદમી કો લગાયા ઉસ વખ્ત તુમ હાજર થા?'

'હા.' મનોજે ડોકું હલાવ્યું.

'કિધર લગાયા થા?'

મનોજને વિચાર કરતાં થોડી વાર લાગી. હુમના મોઢા પર સ્મિત રમવા માંડ્યું. એણે ફરીથી એનો એ પ્રશ્ન કર્યો. મનોજ આ જોઈને સહેજ ગભરાયો પણ એણે ધીરે રહીને પ્રકાશના ડાબા ગાલ પર હાથ મૂક્યો

'બરાબર બોલતા હૈ?'

'હા.'

'પુલીસને કુછ ગાલી દિયા થા?'

'મૈંને સુના નહિ થા.'

'અચ્છા દુસરા આદમી કો બુલાવ!'

'યહ આદમીકો પુલીસને કિધર લગાયા થા?'

એક ક્ષણ પણ વિચાર કરવા ન રોકાતા અનિલે પ્રકાશના ડાબે ગાલે હાથ મૂક્યો.

'કુછ ગાલી દિયા થા?'

'મૈંને સુના નહિ થા'

'They are right then' સુપરિન્ટેન્ડન્ટ હસ્યો તે વધુ કંઈ બોલે તે પહેલા અનિલે ધીમે પણ મક્કમ સ્વરે બોલવાનુ શરૂ કર્યું

'I want to say something Sir can I?'

'What?'

'I assure you, Sir, that man, Mr Rambhai, is quite innocent' એણે રામભાઈને હાથ ઝાલીને બતાવ્યા

'Get out, We don't want your pleading' જેલરે વચમા જ બૂમ મારી 'યે તીન આદમી કો લે જાઓ'

'I don't want to plead for him; but I want to confess my guilt, because this innocent friend is going to be punished. I am guilty I have broken the pumpkin'

અનિલના અવાજમા પશ્ચાત્તાપ અને વેદના હતા સૂબેદાર તેનો અવાજ સાભળીને, અને સુપરિન્ટેન્ડન્ટને કાન ધરી સાભળતો જોઈને, એનો હાથ ઝાલ્યા છતા તાણી જતા અટક્યો હતો સુપરિન્ટેન્ડન્ટ પોતે ખરાબ માણસ ન હતો કેટલી યે વાર માણસો ખરાબ નથી હોતા છતા એમની સોબત એમને ખરાબ માણસ તરીકે બહાર લાવે છે સુપરિન્ટેન્ડન્ટને આ છોકરાનો આર્દ્ર અવાજ જોઈ હડસેલી મૂકવાની ઇચ્છા થઈ નહિ

'You may be true, but neither can I release him without questioning him nor can I declare you guilty without a complain from the policeman against you' એણે કહ્યું 'તુમને યહ આદમી કો પબ્લીક ન્યુસન્સમેં દેખા થા?' પોલીસ તરફ ફરીને એણે પૂછ્યું

'નહિ જી હજૂર' પોલીસે ઝડપથી જવાબ વાળ્યો

'I am sorry then'

'ઉસકો લે જાઓ' જેલરે બૂમ મારી

ત્રણે ધીરે પગલે પાછા ફર્યાં અનિલનું દિલ વીંછીની માફક ચટકા ભરતું હતું મનોજ અને પ્રકાશને થયું 'પ્રસંગ પુનિત હતો!'

: ૬ :

ઉપરની વાતને ચારેક દિવસ થઈ ગયા, અને જેલની દુનિયામાં એક નવીન ફેરફાર થયો. રાજદ્વારી કેદીઓથી બધી જેલો ઊભરાતી હોવાથી અહીં પણ નવા કેદીઓની ભરતી થવાની હતી. સત્તાવાળાઓ એમનો સમાસ કરી શકે તેમ નહોતું, એટલે જેલના એક ખૂણા તરફના મેદાનમાં તંબૂઓ બાંધીને બધા રાજકેદીઓ માટે જુદો વિભાગ ખોલવો એમ નક્કી થયું. બગીચામાં જનારાઓને હવે ત્યાં લઈ જવાને બદલે અહીંયાં લાવ્યા.

જેલના આ ભાગમાં આખો દિવસ દોડધામ થતી દેખાતી. મોટા કાળમીંઢ પથરાઓના ગાડાઓના ગાડાં આવતા. એક બાજુ ચૂનાની ચક્કી પિસાતી. બીજી બાજુ કપડાના ઢગલા કરેલા હતા. આખા તંબૂના મેદાન ફરતી કાંટાળા તારની ઊંચી વાડ તૈયાર થઈ ગઈ હતી.

બગીચામાં તો બધા કાંઈ ને કાંઈ બહાનું કાઢીને સહેજે આરામ લઈ શકતા. પણ અહીં તેમ બની શકે એમ નહોતું. કારણ કે જેટલી બની શકે તેટલી ઝડપથી આખો વિભાગ તૈયાર કરવાનો હતો. બીજું ડેપ્યુટી જેલર આખો દિવસ ઉપર ને ઉપર રહેતો. આરામ લેવા દેવા જેટલી ઉદારતા ને હિંમત તેનામાં નહોતાં. એની નિમણૂક પણ થોડા વખત માટે હતી.

એ દરમિયાન જો એ એની લાયકાત એ ખાતા માટે પુરવાર કરી ન બતાવે તો એના જીવનનાં સ્વપ્નાં તૂટી પડે તેમ હતું. એટલે હમેશાં બને છે તેમ અતિઉત્સાહી જીવડો ખરે બપોરે પણ

એક નાની ગનગીમા ખુરશી નખાવીને બેસતો એનુ ટૂંકુ કપાળ ને આગળ ધસી આવેલ આંખો બુદ્ધિની ખામી સૂચવતાં

રાવગીમા બેઠાં બેઠાં કામ કેમ ચાલે છે તે જોઈ શકાય તેમ હતું એક ટુકડી મોટા પથરા લાવીને કડિયા પાસે મૂકતી હતી એમના અરધા ઉઘાડા પગ અને સૂ । નિરુત્સાહી મોઢા પર ચૂનાના છાટા ઊડેના હતા બીજા કેટલાક વળીઓ લાવવામા અને ખોડવામા મશગૂલ હતા એમની સાથેના બે–ચાર કીમીનનો વખતે વખતે હોકારા–પડકારા કરતા હતા એક વીશેક માણસની ટુકડી અમુક અમુક અતરે મોગમના ઢગના કરતી હતી સૂર્ય મધ્યાહ્નને પહોંચ્યો હતો

ચૈતરના તાપ વચ્ચે આ વગનો પોતક પહેરી હેરાફેરા કરતા કાળા અને શબવત સ્થિર મોવાળા રાજકેદીઓ તડકામા ચમકતી પીળી પાઘડીઓ, ને અવારનવાર થતા હોકારા–પડકારા વચમા બેઠી કે તગા ।ના પથડાનો ચતો ખણખણાટ આ બધુ આખા દૃશ્યને અત્યત ઘૃણાસ્પદ બનાવતું

તબૂઓ બાધવાનુ કામ એ દિવસથી શરૂ હતુ કેદીઓ સવારના સાતથી કામે ચડતા ને છેક સાજે ૭ વાગે કામેથી ઊતરતા એમને પૂરવાની બેરેકો ખાસ મોડી બધ થતી નવરાશ ચોટલા રાતને લીધે મન અને શરીર ખાવા કરતા ઊઘ તરફ વધારે વળન અમૃત પ્રાર્થના તો હવે અગત પ્રાર્થના બની ગઈ હતી

પ્રકાશ અનિલના તે દિવસના વર્તનથી ખૂબ આકર્ષાયો હતો એને એણે આગ્રહથી પોતાની સાથે જ ફાઈલમા લીધો આખો દિવસ તેના મોઢા ઉપર ગંભીર્ય પથરાઈ રહેતુ એ ભાગ્યે જ બોલતો ખાનાને બીજે જ દિવસે એણે સાભળ્યુ કે રામભાઈના પ નેક દિવસ ટપાયા અને બાકીન ને બોલીનપીની સજા થઈ ત્યારથી જ્યારે જ્યારે એ રામભાઈને જોતો, ત્યારે ત્યારે એનાથી નિશ્વાસ મુકાઈ જતો એને ક્ષણે ક્ષણે ખ્યાલ આવતો કે રામભાઈને જે ન્યાય કરવુ

તોફાની કેદીથી કંટાળી જાય છે, ત્યારે એને વોર્ડર બનાવી પ્રત્યેક છૂટ આપે છે. એની સાથે સારી રીતે વર્તી એના બાકીના સાથીઓ પર દેખરેખ રાખવાનું એને જ ભળાવે છે. રામુ છેલ્લા વર્ગનો વોર્ડર હતો.

અત્યારે દરવાજા આગળના એક મોટા ઢગલામાંથી મોરમનાં તગારાં ભરાવતો હતો. કોણ કેટલું તગારું ભરે છે એનું તે ધ્યાન રાખતો, ને ઓછું લાગતુ તો ફરીથી ભરાવતો. એક બાજુ પાંચ–સાત જણ ભરેલા તગારાં લઈને ઊભા હતા.

'પછી પેલા પોલીસને સજા થઈ ખરું ને?' ખાલી તગારું લઈને ઢગલા તરફ જતાં પ્રદીતે મનોજને પૂછ્યું.

'મેં સાંભળ્યું હતું.' મનોજે ટૂંકો ઉત્તર દીધો.

'એવાને તો સજા થવી જ જોઈએ ત્યારે જ ફૂણા પડે.'

પણ મનોજ કાંઈ જવાબ આપવાને બદલે તેના ખભે હાથ મૂકીને ઊભો રહી ગયો, ને બીજા હાથે માથું દાબ્યું.

'કેમ? ઠીક નથી?' પ્રદીતે તેનું કાંડું હાથમાં લેતાં કહ્યુઃ 'શું થયું?' એના અવાજમાં સ્નેહ અને ચિંતા હતાં.

'એ તો સહેજ અંધારાં આવી ગયાં.' મનોજ બોલતાં બોલતાં ટટ્ટાર થયો. 'આજે બે દિવસથી તબિયત ઠીક રહેતી નથી; માથું દુઃખે છે.'

'તો ડૉક્ટરને શા માટે ન કહ્યુ?'

'ગઈકાલે દવા લીધી હતી, પણ એથી આજે કામ પર ન ચડવું એમ થોડું જ સિદ્ધ થાય છે?'

'રામુને દવાખાને લઈ જવાનું કહી જોઉં?'

'કોઈ નહિ ને રામુ લઈ જાય?'

'ના, ના, તો યે પૂછવામાં શું જાય છે?' બોલીને પ્રદીત રામુ તરફ આગળ વધ્યો. એને ખબર હતી કે આ જ વોર્ડર એને

સેપરેટમાં લઈ ગયો હતો. આ જ વૉર્ડર જેલમાં રાજકેદીઓને મન નિષ્ઠુરતાના અવતાર સમો હતો. પણ અત્યારે એ ભૂલી જઈને એણે રામુને કહ્યું: 'એક લડકા હય, ઉસકો બોત બુખાર આયા હય, અભી કામ નહિ કર સકતા, કુછ આરામ દે કર ડૉક્ટરકી પાસ લે જાના ચાહિયે.'

'હમ વો નહિ કર સકતા. હમારી 'ડ્યુટી' તુમારી પાસસે કામ લેનેકી હય.'

પ્રદ્યોતને એની બેદરકારી ને રૂઆબ જોઈ ગુસ્સો ચઢ્યો; પણ એ દબાવીને એણે કહ્યું: 'લેકીન વો કામ નહિ કર સકતા.'

'કામ નહિ કર સકતા, વો હમારે દેખનેકા હય. તુમારા કામ નહિ તુમ તુમારા કામ કરો.'

પ્રદ્યોતને થયું કે આ રાક્ષસને સમજાવવો વ્યર્થ છે. એ પાછો ફર્યો. એને થયું કે 'મનોજને કામ કરવાની જ ના પાડી દઉં. જોઉં તો ખરો કે શું કરે છે? પણ એ માનશે?'

મનોજે તગારું ભરી લીધું હતું. પ્રદ્યોતે એને કહ્યું. 'ન જ બની શકતુ હોય તો એક કોર બેસી જા. જોઈએ છીએ કે શું થાય છે?'

'ના, ના, થાય ત્યાં સુધી તો કરવા દો. તાકાત જ નહિ હોય ત્યારે બેસી જઈશ.' મનોજના કપાળ ઉપર પરસેવાનાં ટીપાં બાઝ્યાં હતાં. એના સુકુમાર અને સુંદર મુખ ઉપર ફિક્કાશ અને કંટાળો હતાં. એનાં પ્રાણવાન છતાં અશક્ત વાક્યોએ એને પ્રદ્યોતની નજરમાં વધુ આકર્ષક બનાવ્યો. એના અંતરનો ધૂંધવાઈ રહેલો અગ્નિ ભભૂકતો હતો. એણે મનોજના તગારામાથી થોડી મોરમ કાઢી નાખીને તગારું ચડાવવા માંડ્યું.

પણ રામુની નજર બહાર આ ન હતું. એને લાગ્યું કે આ છોકરો એની સત્તાની હદમાં પ્રવેશ કરતો હતો. જો એણે એને

થોડીક મોરમ મરી નાખવાનું પૂછ્યું હોત તો જરૂર રજા આપત, અને થોડી વધુ લાચારી કરી હોત તો બેસવા પણ દેત પણ આ તો એણે એની સત્તાને અવગણી હતી!

' કાયદે સે નિકલ ડાલા ! વાપિસ લે લો ' એણે આગળ જઈને કહ્યું

પ્રદ્યોત એની પશુતા તરફ દાંત કચકચાવીને જોઈ રહ્યો એને થયું કે અત્યારે પોતે બહાર હોત તો ઉંબર આનું એકાદ અંગ તો જરૂર કરડી ખાત ઘડીભર બેઉ એકબીજાની સામે જોતા ઊભા એકની આંખમાં ખૂન હતું, બીજાની આંખમાં તોફાન

' એને આપણું લોહી જોઈએ છે તગારું તગારું લાવો આ તમે ભરી લ્યો ' ધ્રૂજતા અવાજે મનોજે કહ્યું ઘડીભર એના મુખ ઉપર તેજબિંદુ રમી રહ્યું

પ્રદ્યોતે ડોકું ધુણાવી દાંત કચકચાવ્યા, હોઠ કચડી ને ધીમે રહીને તગારું ભર્યું

વૉર્ડર આ જોઈને હસતો હતો તગારું માથે મૂકતાં મનોજના શરીરમાં ધ્રુજારી આવી એને શરીરે પરસેવો છૂટ્યો પણ આંખ મીંચીને એ આગળ ચાલ્યો પ્રદ્યોતે તેની પાછળ પગ ઉપાડ્યા રસ્તામાં એણે જોયું કે મનોજના પગ ધ્રૂજતા હતા થોડી વાર એ ઊભો રહ્યો. ફરીને ચાલવાનું શરૂ કર્યું ત્યારે પ્રદ્યોતે સાંભળ્યું ' મને લાગે છે કે હવે પડી જઈશ '

મનોજ એકાદ ડગલું માંડ આગળ ચાલ્યો હશે ત્યાં એને તેના પગ પાસેની જમીન સરતી દેખાઈ અને કેમ આવી એ નીચે પડ્યો તગારું આગળ ચાલતા એક ભાઈના પગમાં વાગ્યું બધા ચાલનારા અટકી ગયા પ્રદ્યોતે એકદમ તગારું નીચે ફેંકી દીધું મનોજનું માથું સાથળ પર મૂકી આંખો દબાવવા માંડી

' તમે જલદી જાઓ અને ડેપ્યુટી જેલરને ખબર આપો કે

એક ભાઈ બેભાન થઈ ગયા છે, એટલે ડૉકટરને બોલાવે ' ઊભો બાકીના ટોળાને કહ્યું.

'તુમ અભી ચલે હમ ઉસકુ અસ્પતાલમે ભેજ દેંગે ' રામુએ કહ્યું પણ એના કહેવામાં કંઈ જોર ન હતું

'હમ અભી નહિ આયગા. યે હમ આદમીકો લે જાઓ' પ્રદ્યોતે મનોજની બંડીનાં બટન ખોલતા બેદરકારીથી કહ્યું.

રામુ પ્રદ્યોતને મૂકી ફાઈનિ સાથે આગળ વધ્યો એના મનમા કંઈક થતું હતું

' એ હાર્યો તો ન હતો ' એના મને પૂછ્યું. ના, એમ ન હતું. છતાં કંઈક હતુ તો ખરુ જ. દગલા પાસેનો રામુ અને અત્યારનો રામુ ઝગડતા હતા

મનોજને કપાળમા વાગ્યુ હતુ, ને તેમાથી લોહી ટપકતુ હતુ. એનો શ્વાસ સહેજ ધીમો ને ગરમ હતો સૂર્ય પૂર્ણ કળાએ પ્રકાશ તો હતો પ્રદ્યોતે પોતાના રૂમાલ વતી પવન નાખવા માંડ્યો. મનોજના કપાળે હાથ મૂક્યો કપાળ ધગતુ હતું એ એના કોમળ મુખ તરફ જોઈ રહ્યો લોહીનો નાનકડો રેલો સૂર્યના તાપમા ચળકતો હતો એના હૈયામા જ્વાલા સળગી.

એને યાદ આવ્યુ—

રજ રજ નોંધી રાખશુ હૈયા બીચ હિસાબ,<br>
અવસર આવે માગશુ જાલિમ પાસ જવાબ.

: ૭ :

આડા ખોદતાં પ્રકાશે ને અનિલે જ્યારે આ વાત સાંભળી ત્યારે બન્નેના હૈયામાં ધ્રાસકો પડયો. આજુબાજુમાંથી એકાદ જણ બોલી ઊઠયું કે: 'આ લોકોનું આવી બન્યું છે નહિતર આવું ન બને.'

'ખરેખર મર્દ છે, આપણી પાસે આવા દસ મરણિયા હોય તો આ તંત્રને સીધુ કરવુ એ રમત વાત છે. પણ આપણામાં મરવાની હિંમત જ ક્યાં છે?'

થોડી વારે પ્રકાશે અનિલ તરફ ફરીને કહ્યું. બન્નેએ એક નિસાસો મુકયો કોદાળીનો ઘા પણ ભૂમિને એટલો ભારે નહિ લાગ્યો હોય.

બન્નેએ મૂંગા મોએ કામ કરે રાખ્યું. સહેજ દૂરથી પ્રદ્યોતની ટુકડી પસાર થઈ. બન્નેએ કંઈક સાંભળવા મોં ઊંચાં કર્યા. પણ પ્રદ્યોત તો અવનત મુખે ચાલ્યો જતો હતો.

'ઇસ્પિતાલે લઈ ગયા.' એમ, કોઈ પાછળથી બોલ્યુ

'તમને અહીં એકવાર લડી નાખવાની ઇચ્છા નથી થતી!' અનિલે પૂછ્યું.

'જરૂર થાય છે. છતાં પણ......' પ્રકાશે વાકય અધૂરું રાખ્યું, ને ખોદવાનું મૂકી અનિલ સામે જોઈ રહ્યો. તે જાણે કહેતો હતો: 'હવે તમે કયાં નથી સમજતા.'

'તમે અહીંના વાતાવરણથી કાંઈક વધુપડતા નિરાશ નથી થયા?' પ્રકાશને મૂગો રહેલ જોઈ અનિલે વળી પૂછ્યું.

'ના, નિરાશ નથી થયો. આપણા સંઘબળનું વધુ સ્પષ્ટ દર્શન થયું. અને એ આવશ્યક હતું. મેં કેટલી યે વખત એકલા તો એકલા યે લડવાના મનસૂબા ઘડયા છે, અને આખરે ભાંગ્યા છે. અયોગ્ય કાળે ફળના પરિપાકની આશા શા માટે રાખવી? એમ મને થયું છે.

'તમને એમ લાગે છે કે આપણામાંની બલિદાનવૃત્તિ અહીં મરી ગઈ છે? તમને આજે મનોજનું બલિદાન જોઈ જે લાગણી-નાં મોજાં ઊછળે છે, તેવી જ લાગણીઓ બીજાને એમના સ્નેહી-ઓના બલિદાનથી કેમ નહિ જન્મી હોય? આજ કેટલા ય 'સેપરેટ'માં છે. એ જ્યારે 'સેપરેટ'માં ગયા ત્યારે એમના મિત્રોને આપણા જેવી લાગણી નહિ થઈ હોય? વિરોધ પ્રગટ કરવાની ઇચ્છા નહિ જન્મી હોય?'

'આજ સુધીના પ્રસંગોએ મને એમ માનતો કર્યો છે કે એવા માણસો બહુ થોડા હોય છે. અને લડવા વખતે તો ખાસ થોડા. કારણકે આજે મનોજને માટે મને લાગી આવે ને લડી નાખવાની ઇચ્છા થાય એવું બધાને થોડું જ થાય છે? ને બીજાને એવું થાય ત્યારે મને પણ એવું થોડું જ થાય છે? એટલે, એ થોડાને ભાગે હંમેશાં વધુ સહન કરવાનું આવે છે. એમાં તાત્ત્વિક દૃષ્ટિએ આપણી જીત માનનારા કોઈક હશે, ને તત્ત્વને ખાતર જેણે વિરોધ પ્રગટ કર્યો હશે એમને ભાગે તો હમેશાં વિજય જ છે. પણ આપણે તો આજ સુધીના પ્રસંગોમાં, જ્યારે જ્યારે સમૂહ-માં લડયા છીએ, ત્યારે ત્યારે સ્થૂળ વિજય માટે લડત ઉપાડી છે, ને પછી આપણી નબળાઈને કારણે એમાંથી નથી મળતો સ્થૂળ વિજય કે નથી મળતો તાત્ત્વિક વિજય. તત્ત્વને ખાતર લડવાનું સદ્ભાગ્ય હજુ સુધી તો મને સાંપડ્યું નથી. સાંપડશે તે દિવસે મારામાં પરાજયની ગ્લાનિને સ્થાને કર્તવ્યપરાયણતાનો સંતોષ ને વિજયની પ્રસન્નતા હશે.' પ્રકાશે પૂરું કર્યું ને માટી બહાર ફેંકી.

'હું તાત્ત્વિક અને સ્થૂળ વિજયની વાત એટલી સ્પષ્ટતાથી નથી સમજી શકતો. મારો મુદ્દો તો એટલો જ છે કે અહીં જે નિરાશાનું વાતાવરણ છે,' તેનો અર્થ એ નથી કે આપણે ત્યાં બલિદાન દેનારાનો તૂટો છે. પણ એ બલિદાનવૃત્તિને જગાડનાર ને ઘડનાર ખૂટે છે, તેજસ્વી ને પ્રાણવાન દોરનાર નથી.'

સૂરજ ઝડપથી નીચે જતો હતો. હાથમાંની કોદાળી પણ ઝડપથી નીચે ઊતરતી હતી. શરીર અને મન પણ નીચે ઊંડી ઊંડી અંધારી ગુફામાં ઊતરતાં જતાં હતા, કોઈક કહેતુ હતુ 'બેસી જા, બેસી જા!'

સૌના આશ્ચર્ય વચ્ચે સીટી વાગી. બધાના મનમા થયું આટલુ બધુ વહેલુ કેમ? પણ કોઈ ખુલાસો કરી શકે તેમ ન હતું.

'મનોજને અંગે તો આ ફેરફાર નહિ થયો હોય?' રસ્તામાં પ્રકાશે પૂછ્યું.

'કેમ ખબર પડે?'

'ચાલો ત્યારે રામ રામ, આવતી કાલે તો નિરાત છે'

'બધારે બની શકશે તો મનોજની ખબર કાઢવા આવીશ.' ચક્રમાં દાખલ થતા અનિલે કહ્યું. એને જુદા વિભાગમા મૂકાનુ હતું

વિભાગમાં દાખલ થતાં પ્રકાશે જોયુ તો મનોજ પથારીમાં એક સ્થળે ટેકો દઈને બેઠો હતો. એના મુખ ઉપરની ફીકાશ ઉપરથી એનામાં નબળાઈ વધી હશે એમ દેખાતુ હતુ. પ્રકાશ એને જોઈ જરા અચરજ પામ્યો. એણે ધારેલુ કે ડોક્ટર કદાચ મનોજને એકાદ-બે દિવસ ત્યાં જ રાખશે.

એ સહેજ ઉતાવળે પગલે ચાલીને મનોજ પાસે જઈ ઊભો. કેટલીક ક્ષણ સુધી તેના ફિક્કા નબળા ને નાનકડા મુખ તરફ તેણે જોયા કર્યુ. એનું હૈયુ ભરાઈ આવ્યું. એ બોલી ન શક્યો. એની આંખ ઝળઝળને રોકતી હોય તેમ લાગ્યુ

'અત્યારે કેમ છે?' ભારે અવાજે આખરે પ્રકાશે પૂછ્યું.

'હવે ઠીક છે.'

'હૉસ્પિટલમાં ન રાખ્યો?' મનોજને કપાળે બાઝેલાં પરસેવાનાં ટીપાં પ્રકાશે પોતાના હાથ વતી લૂછ્યાં.

'ના. એણે કહ્યું કે તાપને લીધે અશક્તિ આવી ગઈ છે. એ તો સહેજ આરામ લેશો એટલે ઠીક થઈ જશો. એ બીજું કહે શું?'

'હા એ તો છે જ. છતાં ડૉક્ટર એકંદરે ઠીક માણસ છે એટલે મેં આમ ધારેલું.'

'જરૂર, એમ તો જે વૉર્ડરો મને લઈ ગયા હતા, એમને એણે ધમકાવ્યા પણ ખરા'

'એમ? અહીંથી લઈ ગયા પછી ક્યારે ઠીક થયું?'

'લગભગ અડધા કલાકે. કપાળે કંઈક ઘસ્યું ને એકાદ દવા પાઈ. પછી સહેજ બેઠો ને અહીંયાં આવ્યો.'

'કાલે તો રવિવાર છે એટલે વાંધો નથી. સોમવાર સુધીમાં તો ઠીક થઈ જશે.'

'એમ તો અત્યારે યે ઠીક જ છે.'

'વાહ, તું ય જબરો છે.' પ્રકાશે મનોજના ગાલે ટાપલી મારી.

'માત્ર વાતોમાં જ. પણ હૉસ્પિટલમાં મેં તો એમ સાંભળ્યું કે આવતી કાલે પણ કામ પર જવાનું છે.'

'કોણે કીધું?'

'ક્રીમીનલનો કારકુન કોઈની સાથે વાત કરતો હતો.'

'તારી સાંભળવામાં કાંઈક ભૂલ થઈ હશે. આવતી કાલે રજા હોઈ એ તો તદ્દન અશક્ય છે.' બોલતાં બોલતાં પ્રકાશે ડોકું ધુણાવ્યું.

'કેમ અશક્ય? ક્રીમીનલો પારો રવિવારે પણ ચક્કી પિસાવે છે. આપણી ને એમની વચ્ચે એટલો ફેર હતો એ હવે પૂરો થશે.'

'અત્યારે કેમ છે ?' ભારે અવાજે આખરે પ્રકાશે પૂછ્યું.

'હવે ઠીક છે.'

'હોસ્પિટલમાં ન ગમ્યો ?' મનોજને કપાળે બાઝેલાં પરસેવાનાં ટીપાં પ્રકાશે પોતાના હાથ વતી લૂછ્યાં.

'ના. એણે કહ્યું કે તાપને લીધે અશક્તિ આવી ગઈ છે. એ તો સહેજ આરામ લેશો એટલે ઠીક થઈ જશો. એ બીજું કહે શું ?'

'હા એ તો છે જ. છતાં ડૉકટર એકંદરે ઠીક માણસ છે એટલે મે આમ ધારેલું.'

'જરૂર, એમ તો જે વૉર્ડરો મને લઈ ગયા હતા, એમને એણે ધમકાવ્યા પણ ખરા'

'એમ ? અહીંથી લઈ ગયા પછી ક્યારે ઠીક થયું ?'

'લગભગ અડધા કલાકે. કપાળે કંઈક ઘસ્યું ને એકાદ દવા પાઈ. પછી સહેજ બેઠો ને અહીંયા આવ્યો'

'કાલે તો રવિવાર છે એટલે વાંધો નથી સોમવાર સુધીમાં તો ઠીક થઈ જશે.'

'એમ તો અત્યારે યે ઠીક જ છે'

'વાહ, તુ ય જબરો છે.' પ્રકાશે મનોજના ગાલે ટાપલી મારી.

'માત્ર વાતોમાં જ પણ હોસ્પિટલમાં મે તો એમ સાભળ્યું કે આવતી કાલે પણ કામ પર જવાનુ છે.'

'કોણે કીધુ ?'

'ક્રીમીનલનો કારકુન કોઈની સાથે વાત કરતો હતો.'

'તારી સાભળવામા કાંઈક ભૂલ થઈ હશે. આવતી કાલે રજા હોઈ એ તો તદ્દન અશક્ય છે.' બોલતા બોલતા પ્રકાશે ડોકુ ધુણાવ્યું.

'કેમ અશક્ય ? ક્રીમીનલો પાસે રવિવારે પણ ચક્કી પિસાવે છે. આપણી ને એમની વચ્ચે એટલો ફેર હતો એ હવે પૂરો થશે'

'ના, ના, એમ બને તો નહિ'

'છતાં એમ કરે તો?'

'કદાચ એ વસ્તુ ભારે પડે, પણ એ બને જ નહિ' મનમા થી વાત જ કાઢી નાખતો હોય એમ એણે ડોકું હલાવ્યુ, ને પૂછ્યુ 'તને કોઈએ ધક્કો માર્યો હતો?'

'ના, એ તો ઠેસ વાગી હતી આ પ્રદ્યોતભાઈ તમને એ બધી વાત કરશે' પાછળ ઊભેલા પ્રદ્યોત તરફ એણે આંગળી ચીંધી.

'ચાલો કપડાં ઉતારશું?' પ્રદ્યોતે બીજા નાહવા માટે તૈયાર થઈને ઊભા હતા તે તરફ ધ્યાન ખેંચ્યુ

'હા ચાલો ત્યારે જઈએ મનમા તો આનંદ છે ને?' પ્રકાશે જતા જતા પૂછ્યુ

મનોજે આછુ હસતા હા ભણી

'કદાચ કાલે કામ પર લઈ જાય તોપણ તમે તો ન જ જતા શુ કરે છે તે જોઈ લેવાશે' પ્રદ્યોતે મનોજનો હાથ દાબ્યો અને કહ્યુ.

'તમે એમ ધારો છો કે આવતી કાલે રજાને દિવસે પણ એ લોકો આપણી પાસેથી કામ લેશે?' શરીર લૂછતા લૂછતાં પ્રકાશે પૂછ્યુ

'એમને માટે કાઈજ ન કહી શકાય' પ્રદ્યોતે જવાબ વાળ્યો

: ૮ :

મનાજની વાત સાચી હતી.

નવા ગજદ્દારીઓની ભરતી તુરતમાં થવાની હેવાથી રવિવારે પણ કામ ચાલુ રાખવાની ઇચ્છા જેલરે સુપરિન્ટેન્ડેન્ટને જણાવી હતી. અને સુપરિન્ટેન્ડેન્ટ તો હા પાડવા તૈયાર જ હતો, કારણકે આ અગત્યનુ કામ હતુ. બની શકે તેટલી ઉતાવળથી તે કરવાનો હુકમ હતો, એટલે આવા પ્રસગે રાજકેદીઓ પાસેથી રજાને દિવસે કામ લેવું એ એમને અન્યાયી કે ત્રાધાભરેલુ લાગ્યુ નહિ અને લાગ્યું હોત તો યે એ ના તો ન જ પાડત કારણકે એ કેદીઓને અન્યાય થઈ જાય એ કરતા પોતાને જેલર તરફથી અન્યાય થઈ જવાનો વધુ ભય લાગતો હતો

વસ્તુત સુપરિન્ટેન્ડેન્ટ પોતે આખી જેલને સભાળી શકે તેમ નહોતું. આનો અર્થ એમ નથી કે એનામા વ્યવસ્થા જાગવવાની શક્તિ અને આવડત ન હતા એ તો કોણ જાણે ' એની તો એને મળેલા પ્રમાણપત્રો ઊથલાવ્યે ખબર. પણ એની ગૃહવ્યવસ્થામાંથી એ ભાગ્યે જ નવરો થતો. દશ–બાર છોકરા અને તેની પત્નીની માગણીઓ પતાવતા, ક્લબ અને ખાણામા જતા, ભાગ્યે જ એ પદરસો કેદીઓ માટે મહા મહેનતે બેએક કલાક બચાવી શકતો.

એ જરૂર બેદરકાર રહેતો પણ જેલરની વ્યવસ્થાશક્તિ અને મજબૂત હાથે કામ લેવાની પદ્ધતિ ઉપર એને ભરોસો હતો.

એને રવિવારે કામ લેવાની હા પાડતી વખતે સ્વપ્ને યે ખ્યાલ

નહોતો કે કોઈ એની સામે વાંધો ઉઠાવશે અને આ વસ્તુ કાયદા વિરુદ્ધ હતી, એ એને યાદ ન હતું.

પ્રદ્યોતે જ્યારે આ વાત સાંભળી ત્યારે એને આનંદ થયો એને થયું કે ભગવાન કરે ને આ વાત ખરી પડે એણે બેરેકમાં જતાવેંત જ પૂછ્યું 'કાલે કામ પર લઈ જાય તો શું કરવા ધાર્યું છે?'

'જો લઈ જ જાય—જોકે હજુ મારું દિલ માનતું નથી—તો ન જ જવું જોઈએ સાત દિવસે એક દિવસનો આરામ ગમે તેવા સંજોગોમાં જવા દેવા આપણે તૈયાર નથી હા, આવતી કાલને બદલે બીજા કે ત્રીજા દિવસે રજા આપવાની હોય તો વળી વિચાર કરીએ તે પણ તેની સગવડતાની ખાતર.' પ્રમથે જવાબ આપ્યો

'ના, પણ એમ શા માટે કરીએ? આપણને આવતી કાલે જ રજા મળવી જોઈએ સોમવારે કે મંગળવારે શું કરવી છે? એમ તો એ લોકો કહે કે મહિના પછી એકસામટી ચાર દિવસની રજા આપીશું તો શું આપણે સ્વીકારી લઈશું? જરાયે નહિ એક દિવસનો આરામ તો આપણામાં આવતા ૭ દિવસની મજૂરી માટે નવું બળ પૂરે છે'

'તમે કહો છો તે બરાબર છે એકસામટું એકધારું કામ માણસથી ન થઈ શકે પણ જો એની સગવડતા સાચવવાનો વિચાર થતો હોય ને રજા મળતી હોય તો વિચાર કરીએ એટલું જ'

'એમને આપણી કે એની કોઈની સગવડતાની પડી નથી પડી છે એક જ વસ્તુની આપણે રખેને સુખ ભોગવી નથી જતા ને? આપણે આનંદ મેળવી નથી લેતા ને? એ એમને મન ચિંતાનો વિષય છે હું સમજતો નથી કે આપણું જીવન હજુ ક્યા મૃગજળને આધારે લંબાય છે?' સળગતા કાષ્ઠના અંગારા જેવા એના વાક્યોએ પ્રમથને દઝાડ્યો.

'આપણે આ વાત પ્રાર્થનામા ચર્ચા માટે મૂકીશું.'

'પણ ચર્ચવા મૂકનારનો શો વિચાર છે તે તો સહુ પહેલાં પૂછવાના જ ને? માટે આપણે પહેલા જ નક્કી કરી લઈએ મારો પોતાનો વિચાર હુ તમને કહી દઉ છુ કે જો આવતી કાલે આપણને કામ પર લઈ જવાના હશે તો હુ ગમે તે ભોગે કામ પર જવાનો નથીજ. મારે ખાતર નહિ, અન્યાયને ખાતર નહિ તોપણ મનોજ જેવા ખાતર હુ વિરોધ કરીશ જ. તમને એ બેભાન કેમ બન્યો એ ખબર છે?'

પ્રકાશે ડોકુ ધુણાવી ના ભણી.

'તમને ખબર તો છે ને કે આજ અમારી ફાઇલિ સાથે રામુ હતો, જે તે દિવસે મને સેપરેટમા લઈ ગયો હતો અમે મોરમ લઈને જતા હતા ત્યારે જ મનોજે મને કહેલુ કે આજ ઠીક નથી. સવારથી જ એ મોળુ મોળુ તો બોલતો જ હતો, પણ આમ એકદમ બેભાન થઈ જશે, એવી મને ખબર નહિ છતા મે તો કહેલુ કે બેસી જા પણ એણે ના પાડી મહાત્મા ખરા ને! ભાઈ કહે 'કામ નહિ થાય ત્યારે બેસી જ જવાશે, થાય છે ત્યા સુધી તો કરવા દો ' મને તો એવી ચીડ ચડી કે વાત નહિ!'

પ્રકાશ સહેજ હસ્યો એની આખમા પ્રશસા ચમકી

પ્રદ્યોતે આગળ ચલાવ્યુ 'એક તો આવો સખત તડકો ને આવુ કામ, ને માથે રામુની ટકટક આ બધુ ગમે તેવા મગજને ઉશ્કેરવા પૂરતા નથી? મે એને મનોજને થોડી વાર બેસાડી દવાખાને લઈ જવા કહ્યુ. પણ એણે તો ઊલટુ મનોજે સહેજ ઓછી મોરમ ભરી હતી તે ફરીને આખુ તગારુ ભરાવી એને પશુતા કે શુ નામ આપવુ એ પણ સૂઝતુ નથી ' વાત કહેતા કહેતા એણે દાત કચકચાવ્યા 'રસ્તામા માંડ બએ જગ વિસામો લીધો, ને ચાલવાનુ શરૂ કરતા જ ફેરા આવી ને નીચે પડી ગયો.

કપાળમાં પથરો વાગવાથી ફૂટ થઈ. હું તો એકદમ નીચે બેસી ગયો ને આંખ દબાવી દીધી. પાંચેક મિનિટ પવન નાખ્યો, ત્યાં ડેપ્યુટી જેલર આવ્યો ને હોસ્પિટલમાં લઈ જવા કહ્યું. મેં એને પૂછી જોયું કે 'હું સાથે જઈ શકું?' એ હા પાડે! હા પાડવી હોય તો તો ડેપ્યુટી જેલર થાય શું કામ?' એ જરા અટક્યો, ને કપાળ પરનો પરસેવો લૂછ્યો. 'ખરેખર એ અદ્ભુત દશ્ય હતું—જોવા જેવું. કપાળ પર લોહીનો નાનકડો રેલો, અર્ધ બિડાયેલ પોપચાં, ને ફિક્કું સૌંદર્યશીલ મુખ. મને તો થયું કે મારા આજ સુધીના જીવનની આ અત્યુત્તમ ઘડી છે.' પ્રદ્યોતે આંખો મીંચી દીધી. એના મુખ ઉપર એ પ્રસંગના સાક્ષી બન્યાનો ગર્વ અને આનંદ હતાં. પ્રકાશ પ્રેમભાવથી એ સાંભળી રહ્યો. 'અને એવાને પણ આવતી કાલે પાછા એ જ કામ પર જવાનું! એ જ તગારાં ઉપાડવાનાં! તે પણ રજાને દિવસે! કારણકે ડૉક્ટર દાદા કહે છે કે એ તો સહેજ નબળાઈ હતી, અને જેલર કહે છે કે આજે તો કામ કરવું પડશે!' પ્રદ્યોત બોલીને પ્રકાશ સામે તાકી રહ્યો. એના અવાજમાં કડકાઈ અને કટાક્ષ હતાં.

'ના, જો કાલે કામ પર લઈ જવાના હોય તો ન જ જવું.' પ્રકાશથી બોલી જવાયું. એણે જરા થોભીને વિચાર કર્યો, 'કાલે કામ પર લઈ જાય તો પાછળથી રજા આપવી જોઈએ. જો રજા ન આપવાના હોય તો એ સવાલ જ રહેતો નથી. પણ હા, રજા આપવાના હોય તો પણ પૂછવું કોને? સુપરિન્ટેન્ડેન્ટ તો આવતી કાલે હશે જ નહિ. જેલર ના જ કહેવાનો છે. ત્યારે કરવું શું! ગમે તેમ તો યે આવતી કાલે એને તો કામ પર ન જ જવું.'

પ્રાર્થનાની બૂમ પડી. પ્રકાશે સ્વસ્થ થઈને શ્લોકો બોલવાનું શરૂ કર્યું. પ્રદ્યોતને થયું, 'શા માટે પ્રાર્થના કરવી? શા માટે ઈશ્વરને સંભારવો? હંમેશાં એને સંભારીએ છીએ. હંમેશાં ધા

સંભળાવીએ છીએ. છતાં આજના જેવી જ આવતી કાલ જાય છે. એ જ શિકાર ને શિકારીની રમત રમાય છે. શું અમે પાપી છીએ? હું, પ્રકાશ, મનોજ, બધા જ?' પ્રદ્યોતે માથું ધુણાવ્યું. એની નજર આગળ બપોરનું દસ્ય ખડું થયું. એ વૉર્ડર, એ ડેપ્યુટી જેલર એણે જોયા. આખા યંત્રના ચાલક રૂપે ઊભેલા લુમને એણે જોયો. અને થયું કે અત્યારે એ જ લુમ એના કુટુંબ સાથે આંગણામાં સુંદર બગીચા વચ્ચે બેસીને કોણ જાણે કેવુંયે સુંદર ખાણું લેતો હશે! પડખે જ ગ્રામોફોન વાગતું હશે! એના હૈયામાં ગૂંગળામણ થઈ આવી. એનું મગજ આખું ભરાઈ ગયું હતું—ક્રોધથી, વિષાદથી, હાયથી.

પ્રાર્થના પૂરી થઈ, અને એ ગમગીન મુખે ઊઠયો. પ્રકાશે એને કહ્યું: 'આપણે આ વસ્તુ ચર્ચામાં મૂકીએ તે પહેલાં ઘનશ્યામભાઈને એકલા બોલાવીને ટૂંકમાં સમજાવી દઈએ ને એમની જ પાસે મુકાવી દઈએ એ ઠીક નથી?'

પ્રદ્યોતે મૂંગે મોઢે હા ભણી.

'ઘનશ્યામભાઈ! જરા અહીં આવશો!' પ્રકાશે બૂમ મારી.

'આવ્યો હોં!' એમ કહીને ઘનશ્યામભાઈ એક જણ સાથે વાત કરતા હતા તે પતાવીને ઊઠયા.

'કેમ, બોલો પ્રકાશભાઈ!' એમણે બેસતાં બેસતા હસીને કહ્યું. એમના હાસ્યમાં એક એવું જાદુ હતું કે સામા માણસને અનિચ્છાએ પણ એમને માન આપ્યા વગર ચાલે જ નહિ દેખાવ તો કરવો જોઈએ.

ઘનશ્યામભાઈ એક પ્રતિષ્ઠિત વેપારી હતા. મુંબઈ, અમદાવાદ, સુરત, ઇત્યાદિ સ્થળોએ એમની દુકાનો હતી. એમનું શ્યામ પહોળું મુખ, ગાલનાં સહેજ ઊપસેલાં હાડકાં, પહોળું કરચળિયાળું કપાળ, તેજદાર અને સાવચેત આંખો, જોનારના મનમાં એક ચકોર વેપારી તરીકેની ઊંડી છાપ બેસાડતાં. આ વખતે એ ત્રીજી વખત

જેલમાં આવ્યા હતા. પહેલી બન્ને વાર '.બી' વર્ગ મળેલો. આ વખતે 'સી'માં પણ એ ખુશ રહેતા; ને એમના શાંત, ડહાપણ ભરેલા ને મળતાવડા સ્વભાવે ને મીઠાશ ભરેલાં સલાહ-વચનોએ બેરેકમાં એમનું વર્ચસ્વ સ્થાપ્યું હતું. સરકારે જેલખાતાનું આ વધારાનું ખર્ચ એ વધારાના કેદીઓ પાસેથી જ વસૂલ કરવાનું નક્કી કર્યું હોય તેમ એમના જેવા ખમતીધર આસામી પાસેથી કાયદેસર લૂંટ ચલાવવાનો એક મોકો એણે જવા દીધો હતો. બે વર્ષમાં ત્રણેક વખત થઈને હજાર-બારસો રૂપિયા દંડતે નામે વસૂલ કર્યા હતા. ઘનસ્યામભાઈ કહેતા કે 'સરકારને તો હજુ ખોટ જ આવવાની છે. કારણકે હું બહાર હોત તો આટલા વખતમાં આથી વધુ ઇન્કમટેક્સ આપવો પડ્યો હોત. આ હવે દુકાન બંધ કરી છે. એક નો પત્યું.' ને એ બોલતાં બોલતાં પણ એમની આછી સ્મિત-લેખા તો અભંગ રહેતી.

'કાલે આપણે કામ પર જવાનું છે એ વાત સાચી છે?' એ બેઠા એટલે પ્રકાશે પૂછ્યું.

'કોણે કહ્યું! મને તો કંઈ જ ખબર નથી.'

'અમને એક જણે એમ કહ્યું છે ને એ વિશ્વાસ રખાય તેવી વ્યક્તિ છે.'

'હું એ માની શકતો નથી.'

પ્રકાશ કંઈ જવાબ આપે તે પહેલાં પડખેની પથારીએ બેઠેલ એક જુવાને કહ્યું: 'ના, પણ ડેપ્યુટી જેલર આજ કડિયા સાથે વાત કરતો હતો કે 'કાલ, આટલું કામ કરી નાખવાનું છે. પરમ દિવસ પાછી અગિયારશ છે, એટલે તમે લોક પાછા કામ પર નહિ આવો.' એટલે મિસ્ત્રીએ પૂછ્યું કે 'સાબ, કાલ તો જેલમાં રજા નહિ હોય?' ત્યારે એણે જવાબ દીધો કે 'તંબૂ બંધાઈ ન રહે ત્યાં સુધી રજા પાળવી નથી.'

જુવાન ઉઘાડે ડિલે બેઠો હતો. એના મજબૂત સુડોળ હાથ ને પહોળી છાતી એ મહેનતુ માણસ હોવાનું દેખાડતા. એનો અવાજ જરા ઘોઘરો નીકળતો હતો. પ્રકાશને લાગ્યું કે આ ખેડુત જવાનને એણે ક્યાંક જોયો હતો.

"કોણે કહ્યું ? તમે જાતે સાંભળ્યું ?' ઘનશ્યામભાઈ એ ઊલટ-તપાસ કરી.

'હા, મેં પંડે જ સાંભળ્યુ ને ! હું પંડખે જ કામ કરતો હતો.'

'કદાચ તમારો સમજ્યા ફેર થયો હોય.'

'ના, હું ખાતરી...'

'પણ ધારો કે એણે બરાબર સાંભળ્યું હોય ને કદાચ કામ ચાલે છે ત્યાં સુધી રજા ન આપતી હોય તો શું કરીશ ?' પ્રકાશે પૂછ્યું.

'આવતી કાલે તો આપણે કામ કરવુ પડે કારણકે કાંઈ પણ સમૂહગત પગલું લેતાં પહેલા આપણે એને મળવું જોઈએ, એની સાથે ચર્ચા કરવી જોઈએ. એના દૃષ્ટિબિંદુથી આખી વાત તપાસી જવી જોઈએ. તે પછી જ કંઈક થઈ શકે ને ?' છોકરાને પઢાવતા હોય તેમ ઘનશ્યામભાઈ બોલ્યા.

'એટલે આ વખત તો સમૂહગત કંઈ ન થઈ શકે ને ?'

'મને તો એમ લાગે છે. પણુ ભેંસ ભાગોળે, છાસ છાગોળે ને ઘેર ધમાધમ શી ? જે થવાનું હશે તે વાજતેગાજતે માંડવે આવશે !'

'પણ માંડવો તો રોપશો ને ? નહિતર વાજતુગાજતુ કોણુ આવશે ? રાહ જોઈ જોઈને તમે ફાયદો શું કાઢ્યો ? આઠ કલાક કામ, બેભાન થાવ કે માંદા પડો તોપણ, તમારા માટે ઊભું જ છે. આમ ને આમ તમારા માથે રવિવાર પણ ચોંટી જશે ' પ્રદ્યોતે વચમાં ઉકળાટ કાઢ્યો.

'પણ ગાંડા, એમ ઉતાવળે આંબા પાકે? હજુ આપણને સત્તાવાર ખબર ક્યાં મળી છે? હજુ આપણામાંથી કોણ કોણ તૈયાર છે? એ લોકો રજા નહિ આપવા પાછળ શું કારણ રજૂ કરે છે એ જાણવું જોઈએ ને? આજે એક ભાઈ બેભાન થઈ ગયા તેની વાત તું કરે છે ને? એ વાત તો મારી પાસે ક્યારની યે આવી ગઈ છે. અને કાલે હું આપણા બધા મોટા મોટા ભાઈઓ આગળ એ વસ્તુ મૂકવાનો છું, એટલું જ નહિ પણ સુપરિન્ટેન્ડન્ટનું ધ્યાન ખેંચવાનો પણ આગ્રહ કરીશ. બાકી સહન કરવા તો આપણે આવ્યા જ છીએ ને? એ સહન કરવામાં જ આપણી મર્દાઈ છે.' ઘનશ્યામભાઈએ પ્રદ્યોતનો વાંસો થાબડ્યો. 'કાલ કામ પર લઈ જશે તો એક દિવસ વધુ એમાં શું? કામ કરવા તો અમ જેવા ઘરડા યે ટેવાઈ ગયા છે. તો તમે તો હજુ જુવાનિયા છો.'

પ્રદ્યોત આ સાંભળી ઊલટો ચિડાયો. છેલ્લું વાક્ય સાંભળી તેને ઝાંઝ ચડી; 'કામ કામ શું કરો છો? કામથી અમે કંટાળ્યા છીએ એમ કોણે કહ્યું? અને સહન કરવાની સલાહ આપવાની કાંઈ જરૂર નથી. અમે તો ના પાડી ઊલટું વધુ સહન કરવા માગીએ છીએ. કામ જરૂર કરીએ, પણ દબાઈને નહિ. 'સહન કરીએ, પણ તાબે થઈને નહિ.' પ્રદ્યોતને લાગ્યું કે આ સૂચના-માં માત્ર બેવકૂફી અને નમળાઈનું પ્રદર્શન હતું.

'અન્યાય થાય છે એનો કોઈ ઇન્કાર કરી શકે તેમ નથી. પણ આટલા દિવસ સહન કર્યું, તો એક દિવસ વધુ. એમાં ક્યાં બાહુમોળું થઈ જાય છે? મોડું થાય પણ મજબૂત થાય એમાં જ આપણી શોભા છે. આપણે એકલા કોઈની સલાહ વિના કરીએ ને કદાચ પસ્તાવું યે પડે તો? આપણી શી શોભા?' ઘનશ્યામ-ભાઈની શાંતિ અને ગાંભિર્ય અખંડ હતાં.

'પણ શા માટે પસ્તાવું પડે?'

'એ તું ન સમજે ભાઈ.' હસતાં હસતાં ઘનશ્યામભાઈ ઊઠયા, ને પ્રકાશ તરફ જોઈને કહ્યું. 'એટલે એકાદ દિવસ મોડું-વે'લું થાય તો ઉતાવળ ના કરતા.'

'ના, હું તો આવતી કાલે પ્રદ્યોતભાઈ સાથે જ વિરોધ ઉઠાવવાનો છું. મને આ વસ્તુમાં સમૂહની રાહ જોવા જેવું નથી લાગતું. આપણે સામનો કરવો જ જોઈએ.'

'હા, એ તો માત્ર મારી સલાહ જ છે. કરવું ન કરવું એ તો તમારા સહુની ઇચ્છા. બસ એ જ હતું ને? ચાલો ત્યારે જઈશ.' ઘનશ્યામભાઈ એમના અભંગ સ્મિત સાથે વિદાય થયા.

'એમના તરફથી તમને વ્યક્તિગત સામનાઓમાં પણ ના નથી પડાતી એ ય ઘણું છે. ચાલો, ત્યારે આવતી કાલની રાત સેપરેટમાં.' પ્રકાશે હસતાં હસતાં કહ્યું, ને સૂવાની તૈયારી કરી.

પ્રદ્યોતને થયુઃ 'તો પછી ઘનશ્યામભાઈને બોલાવ્યા શા માટે?'

: ૯ :

આજે તો રવિવાર છે ખરું ?' ચા પીતાં પીતાં એક જણે પ્રદ્યોતને પૂછ્યું.

'હા, આજે જ રવિવાર છે' પ્રદ્યોત ધીમે ગણગણ્યો, ને એણે ઓસરીમાં બેઠેલા બસો જુદાં જુદાં મોઢાં તરફ એક નજર નાખી

'બનાવો, ત્યારે લાડુ, બીજું શું ?' દૂરથી એક જણે કહ્યું

રવિવાર એ જેલની દુનિયાનો એક જ ઉત્સવ-દિન ગણાય. કેદીઓને તે દિવસે કામમાંથી રજા મળે છે બપોર વચાળે બે મિત્રો બેસીને શાંતિથી સુખદુઃખની કે કુટુંબકબીલાની વાતો કરે છે કોઈનું મન ધર્મમાં ચોંટ્યું હોય તો ગીતા કે કુરાને શરીફ, દાસબોધ કે રામાયણનો પાઠ કરવા એક ખૂણામાં બેસી જાય છે, ન વાંચી શકનારાઓનું એક મંડળ એની આસપાસ જામે છે, ને ભાવિકતાથી વચમાં વચમાં અક્ષરજ્ઞાનને અભાવે પોતાને કમનસીબ ગણાવતા કાન 'પવિત્ર' કરે છે બેરેકનું એ વખતનું દૃશ્ય માણસમાં ઊંડે ઊંડે રહેલ માનવતાનું પ્રતિબિંબ સમું બને છે અંદર નો ચોર, લૂંટારો, વ્યભિચારી, બધા યે જેલની મુદત દરમિયાન અંદર પોતે પ્રમાણિક—સત્યવાદી—હોવાનો—દેખાવાનો પ્રયત્ન કરે છે, જો કે પોતે પાપી છે ભગવાનનો ગુનેગાર છે, એ વાત નાકબૂલ કરતા નથી અને છતાં આ બધાનો મોટો ભાગ છૂટીને પાછો મૂળ જગ્યાએ આવી જાય છે ત્યારે શું એમનું આ વર્તન સ્મશાન વૈરાગ્ય હશે ? વર્ષોના અનુભવે કેળવેલી અભિનયકળા હશે ?

પણ રવિવારમાં આટલું જ હોત તો તો એણે કદીને કદાચ એકાદ દિવસે શેતલ બનાવી દીધો હોત, ને રુદનમાંથી કદાચ આનવતા જન્મી હોત. પણ તેમ નથી. કારણકે રવિવારનો દિવસે બધી બાબતમાં વિવિધતા આવે છે તેમ ભોજનમાં પણ બને છે. તે દિવસે સાંજના પાશેર ગોળ અગર માંસ–જે લઈ શકતો હોય તેને–મળે છે. એટલે રવિવારે ધર્મગુરુઓ પાસેથી આવતી વખતે સાંભળી આવેલા ઉપદેશ કરતાં ખોરાકના ફેરફાર વિષે વાત વધુ થાય છે. અને રાજકેદીઓ તો રવિવારે લાડુની વાતમાં જેટલો રસ લે છે, તેટલો મહાત્મા ગાંધીના સમાચારમાં પણ નહિ લેતા હોય.

'સબને કાંજી પી લિયા?' એક છેડા પરથી વૉર્ડરે બૂમ મારી.

'તું જલદી કર.' પ્રકાશે મનોજને કહ્યું.

'ચાલો, આટલી નથી પીવી.' એમ કહીને એણે થાળી નીચે મૂકી.

'અચ્છા ખડે હો જાવ, વાક નિચુ, લો થાળી પાટ, ખડે હો જાવ, શીરાવ મો' ચલો આગે.' વૉર્ડરે ઑર્ડરમાળા છોડી.

બધા હુકમનુ પાલન આવશ્યક અને ફરજિયાત હતુ. એક સાથે જ તાલસે હુકમનું અનુકરણ થવુ જોઈએ. 'ખડા હો જાવ' કહે એટલે એક પાછળ ને એક આગળ એમ નહિ, એક સાથે જ, બિલકુલ દેરી નહિ, એમ સૌએ ખડા થઈ જવાનુ. પહેલા તો આ વ્યવસ્થા ને શિક્ષા સૌને આકરી લાગી. પણ બધાએ જોયુ કે એક મોડો પડે તો બધાને એ હુકમનુ અનુકરણ જ્યા સુધી બરાબર એક સાથે ન થાય ત્યાં સુધી કર્યા જ કરવું પડતું.

'ખડે હો જાવ, વાક નિચુ, ખડે હો જાવ, વાક નિચુ, ખડે હો જાવ, વાક નિચુ' કાને અથડાયા જ કરતુ ને શરીર એને યંત્રવત અનુસરતું. કોઈને એમ થશે કે વારવાર ઊભા થવું ને વાંકા વળવું

એ તો મહુ શરમ ભરેલું દેખાતું હશે. પણ ના એ તો હજુ વ્યવસ્થા અને શાંતિનો પહેરો મયદો હતો એટલે જો એનું પરિ પાલન કરવામા ન આવે તો એક મોટા સમુદાય પાસેથી કામ લેવાનું જ અશક્ય થઈ જાય ને અધિકારીઓને ખબર હતી કે સામુદાયિક કામનો ઉકેલ શાંતિથી કરવાની આવડત આપણામા ઓછી જ છે એટલે એમને તો કાયદાથી સ્થાપિત થયેલ આ વ્યવસ્થા અને શાંતિનું સુન્દરતમ દૃશ્ય અનેરો આહ્લાદ ઉપજાવતું પણ આમ વારવાર 'ખડે હો જાવ' ને 'નિચુ વાક'નો અનુભવ બધાને ન કરવો પડે એટના માટે પોતાનાથી ભૂલમાયે કાયદાનો ભગ ન થઈ જાય એની પ્રત્યેક જણ ખૂબ સાવચેતી રાખતો અનુભવે તો પેરેડની આખી ક્રિયા એટલી સ્વાભાવિક ને સુગમ થઈ ગઈ હતી કે સહેજે એને અનુસરાતુ.

થાળી સાફ કરીને બધા બેરેકમા જવાનુ કરે છે ત્યા વૉર્ડરે બૂમ મારી 'ઇધર કીધર ચના? બેરેકમા નહિ જાનેકા હૈ કામ પર જાનેકા હૈ' બે-ચાર આગળ પગથિયા ઉપર ઊભા હતા તેમને વૉર્ડરે કહ્યુ

'આજ કામ કૈસા? આજ તો રવિવાર હૈ, રજાકા દિન હૈ' બે-ત્રણ સાથે જ બોલી ઊઠ્યા પ્રદ્યોત અને મનોજ ત્રણે જણ એક બીજાના સામું જોઈને હસ્યા, પણ એ હાસ્ય ઊર્મિહીન હતુ

'રજા આજ મિલેગા નહિ અબ સામાન તુમ્હ હૈ ચનો' વૉર્ડરે એમનો હાથ ઝાલીને પાછા વાળવા માંડ્યા આખો સમુદાય શાંત ઊભો હતો પણ એ શાંતિમાં આશ્ચર્ય અને ભીતિ હતાં

ટોળામાથી ઘનશ્યામભાઈ આગળ જતા હતા તેને પ્રકાશે હાથ ઝાલીને કહ્યું 'ડેપ્યુટી જેલરને જરા મળી જુઓ'

'હા હા' કહીને ઘનશ્યામભાઈએ આગળ આવીને વૉર્ડરને પૂછ્યુ શું છે? આજે કામે જવાનું છે? એમ તને કોણે કહ્યુ?"

'સૂબેદાર સાબ અભી બોલકે ગયા.'

'અચ્છા, સૂબેદાર સાહેબ કીધર હૈ? હમને ઉસકી પાસ લે જાઓ.'

'વો તો કીધર ભી હોગા. હમ વો નહિ કર સકતા. વો તો બોલ ગયા હૈ કે અભી ફાઈલિ કો લેકે આઓ.'

'એસા કોઈ નહિ આયગા. જાઓ, જા કે બોલો.' છેડા પરથી પ્રદ્યોતે બૂમ પાડી

'એસા કોન બોલતા હૈ.' એક–બે વૉર્ડરો સાથે બોલ્યા.

'મૈ.' પ્રદ્યોત આગળ આવ્યો.

'અચ્છા, કાયદા નહિ માનતા હૈ? અભી હમ દેખતા હૈ.' એક વૉર્ડર બીજા વૉર્ડરોને ઊભા રહેવાનુ કહીને ઉતાવળો ઉતાવળો સૂબેદારને બોલાવા ગયો

તેના ગયા પછી ઘનશ્યામભાઈ પ્રદ્યોત તરફ ફર્યા. 'ભાઈ, એમ ઉતાવળ કરાય? 'નહિ આયગા' એમ બોલી નાખ્યે શું વળે? હવે એ મૂર્ખ તો જઈને કહેશે 'સા'બ, વો લોક કામ પર આનેકી ના પાડતે હૈ.' ને અહીં આપણને કામ પર જવુ જોઈએ એમ લાગે ને પછી જઈએ તો એ લોકો શુ ધારે? તમે આમાથી કોઈને પૂછ્યુ હતુ? બોલતી વખતે ખૂબ શાંતિથી બોલવુ જોઈએ.'

'પણ એ શું બોલતો હતો ખબર છે? સૂબેદાર આવીને હુકમ કરી ગયો એટલે તે શિરસાવંદ્ય? કાલ સવારે આવીને કહેશે કે સૂબેદાર આજની રોટી મોકલવાની ના પાડે છે, તો તમે કબૂલ કરી લેશો ખરુ?' પ્રદ્યોત ઊંચે સાદે બોલતો હતો. બધા તેની આજુબાજુ ટોળું વળી ગયા હતા.

'પણ કોણે કબૂલ કરી લીધું? આમાં કબૂલ કરવાની વાત જ ક્યાં છે?'

'ત્યારે શું ? તમે મને અત્યારે જે ઢબે કહો છો એ તો એમ બતાવે છે કે મેં ભારે ભૂલ કરી નાખી છે.'

'ના, ના, હું તો એમ કહું છું કે એ લોકો સાથે આપણે શાંતિથી વાત કરવી જોઈએ. 'કામ પર નહિ આવગા' એવું ભારે બોલી નાખવાની શી જરૂર હતી ?'

આમ ચાલતું હતું ત્યાં ચક્કરમાં સૂબેદાર આવ્યો. તેણે ઘનશ્યામભાઈને બોલાવ્યા.

પ્રદ્યોતે ફરીથી બુલંદ અવાજે કહ્યું: 'મેં તો નિશ્ચય કરી લીધો છે. મારે આજે કોઈ કાળે કામ પર નથી જવું. શું આપણે તો ઢોર છીએ કે લાકડીએ ચાલીએ ?'

પ્રદ્યોતનું મોઢું ગુસ્સાથી લાલચોળ થઈ ગયું હતું. ને સૂર્યનો તાપ તેમાં ઉમેરો કરતો હતો. હોજ ઉપર એક છેડે પ્રકાશ અને મનોજ ઊભા હતા. પ્રકાશ વિચારમાં ઊભો હતો. વચમાં વચમાં તે એકાદ નજર પ્રદ્યોત તરફ કે મનોજ તરફ નાખતો.

મનોજ પ્રદ્યોત શું બોલે છે તે ધ્યાનપૂર્વક સાંભળીને પ્રકાશને કહેતો હતો. પ્રકાશ હવે શું કહે છે તે તે સાંભળવા માગતો હતો. પણ પ્રકાશ એકે વખત એક પણ શબ્દ બોલ્યો નહિ.

મનોજથી પૂછ્યા સિવાય રહેવાયું નહિ: 'પ્રદ્યોતભાઈ કહે છે તે સાંભળ્યુ ?'

'હા.'

'તમે શું કહો છો ?'

'હું શું કહું છું ?'

'હા.'

'તને અત્યારે કામ ઉપર લઈ જાય તો ? તું જાય ?'

'પણ જવું જોઈએ નહિ !'

'જોઈએ કે નહિ એ જવા દે. તું ઇચ્છાપૂર્વક જા કે નહિ ?'

'ના.'

'તને પરાણે જવાની ફરજ પાડે તો?' પ્રકાશનો અવાજ સહેજ ઉગ્ર થતો જતો હતો.

'તો તો પછી આ બધું પરાણે જ કરીએ છીએ ને!' એણે અસ્પષ્ટ અવાજે કહ્યું.

'આજે થાકી ગયો છું. આજે રવિવાર છે, રજા છે. એટલે ન જાઉં.'

'તને અનિચ્છાપૂર્વક લઈ જાય તો શું થાય?'

'કાલે થયું તેવું થાય. બીજું શું?'

'ત્યારે હવે સમજ્યો કે જવું જોઈએ કે નહિ?'

'ના. સ્પષ્ટ થતું નથી.' મનોજે આંખો સહેજ ઝીણી કરીને કહ્યું.

'ભલા માણસ, ૭ દિવસના આ જાતના શ્રમ પછી તને આરામ મળવો જોઈએ એમ તું માને છે. કાયદો એ સ્વીકારે છે. બરાબર?'

'હા.'

'ત્યારે તારે શું કરવું છે?'

'ન જવું.'

બન્નેએ આંકડા બીડીને ચાલવા માંડ્યું. મનોજને ગભરામણ થતી હતી. એને સમજ નહોતી પડતી કે શા માટે બધા કામ કરે છે! એણે થોડી વાર મગજને કસી જોયું, પણ કાંઈ સમજણ ન પડી એનું ચંચળ મન પ્રદ્યોત ટોળામાં શું બોલતો હતો એ સાંભળવા તરફ વળ્યું.

એ દોડતો ટોળા પડખે આવીને ઊભો. વૉર્ડના દરવાજા પાસે સૂબેદાર ઘનશ્યામભાઈને કાંઈક સમજાવતો હતો, વચમાં વચમાં ઘનશ્યામભાઈ એમની નિત્યની ઢબે અનામિકા હલાવતા હલાવતા

કાઇક પૂછતા હતા ટાળાની વચમા પ્રદ્યોત અદબ ભીડીને ઉગ્ર અને કડક ચહેરે ઊભો હતો

બધા અદર અદર ધુસપુસ ધુસપુસ વાતો કરતા હતા થોડા જણા ધનસ્યામભાઈની તરફ નજર રાખીને ઊભા હતા વચમાં વચમા એમનો મોટેથી બોલાયેલો એકાદ શબ્દ પકડી એ ઉપરથી પોતાની 'માન્યતાઓ ' દર્શાવતા હતા

મનોજને આ શાતિ ન ગમી એને ટાળામાથી પ્રદ્યોતને ઘડીકવાર બહાર બોલાવવાનો વિચાર આવ્યો પણ પછી એ ય ન ગમ્યુ એને એકદમ વિચાર આવ્યો કે પ્રકાશભાઈએ શુ નક્કી કર્યું હશે ?

પણ ત્યાં તો ધનસ્યામભાઈ પાછા આવ્યા શુક્લ સૂપરવાઇઝર એમની પાછળ ધીમે ધીમે આવતો હતો ધનસ્યામભાઈએ આવીને કહ્યું 'વાત એમ છે કે આઇ સી. પી નો ખાસ હુકમ કે કે નકશો અમુક દિવસમા તૈયાર કરી નાખવા એટલે સુપરિન્ટેન્ડેન્ટ સાહેબે ખાસ હુકમ મોકલ્યો છે કે રજાના દિવસોમા આપણે કામ કરવુ, નહિતર બતાવેલ મુદતમા કામ પૂરુ થાય તેમ નથી '

'પણ તો પછી સુપરિન્ટેન્ડેન્ટે એમ લખવુ જોઈએ કે એ મુદતમા આ કારણોસર કામ પૂરુ થઈ શકે તેમ નથી આપણે આ સ્થિતિમા પણ કામ કરીએ એ કરતાં એ એમ લખી નાખે એ વધારે સારુ નથી ? '

'પણ એ કંઈ આપણા હાથની વાત થોડી જ છે ! '

પણ કામ નહિ કરવુ એ તો આપણા હાથની વાત છે ને ? '

'એ તો સૌને ઠીક લાગે તેમ કરે હુ તો મે જે જાણ્યુ છે તે કહી દઉ કારખાનાવાળા પણ આપણી સાથે જ કામ કરવા આવવાના છે એ જ બતાવે છે કે આ કામની કેટલી અગત્ય છે ? '

'એ તો હુ સમજુ છુ આપણા પાસેથી કામ લેવાને એ

જેટલી અગત્યતા આપે એટલી ઓછી. પણ આપણે મન કામ ન કરવું એ વધુ અગત્યનું લાગતું હોય તો ?'

'તો તો પછી નહિ જ કરવું જોઈએ.' ઘનસ્યામભાઈએ ટૂંકેથી પતાવ્યું.

'આપણે આજે કામ કરીએ તો આપણને બીજા દિવસે રજા મળવાની ખરી?' દૂર ઊભા ઊભા પ્રકાશે પૂછ્યું.

પ્રદ્યોતને ગુસ્સો ચઢ્યો. એ બબડ્યો: 'પણ આપણે બીજા દિવસને કરવો છે શું?'

'મને ખબર નથી. વાત કરતાં મને જે અસર થઈ છે તે એ છે કે આ કામ અગત્યનું છે ને કાયદેસર પણ છે.'

'ઠીક.' પ્રકાશે પીઠ ફેરવી.

'અચ્છા અબી તુમ સબને સુન લિયા. સબ આદમી, કારખાને વાલે ભી કામ કરને કે લિયે ચલ ગયા, અબી દેરી હોતી. યે આદમીકો ઇધર રખ્ખો. હમ ઉસકો સમજાયગા ઓર પીછુ કામ પે ભેજેંગા. વૉર્ડર, ફાઈલ કો ઉઠાવ' સૂબેદારે હુકમ આપ્યો.

'જેને એમ લાગતું જ હોય કે આજે કામ ન જ કરવું જોઈએ ને એને માટે ગમે તે સહન કરવા તૈયાર હોય તે રોકાય, મને પોતાને તો એ ઠીક નથી લાગતું.' ઘનસ્યામભાઈ પણ ઉતાવની વાત કરી આગળ ચાલ્યા.

અને આખી ફાઈલ ચાલી–કોઈ મૂંઝાતા, કોઈ ઝખવાતા તો કોઈ બબડતા. મનોજ છેક છેલ્લે રહ્યો. એને થયું કે જો જવું હશે તો પ્રકાશભાઈ આવશે. પણ પ્રકાશ તો હજુ ઊભા પર જ હતો. ઉતાવળે ઉતાવળે એણે મનોજ પાસે આવીને પૂછ્યું: 'કેમ તારે નથી જવું?'

'ના.'

'કેમ!'

'તમે નથી જતા ને!'

'પણ હું કરું તેમ જ કાઈ થવુ હશે? તું બધુ—માર, શિક્ષા બધુ જ સહન કરી શકીશ!'

'કેમ હુ જ મહન ન કરી શકુ? તમે જ બધા સહન કરવાવાળા?'

પ્રકાશ એની સામે તાકી રહ્યો

'કેમ વિશ્વાસ નથી આવતો?'

'વાહ!' કહીને પ્રકાશ પાછો ફર્યો

સૂબેદાર ફાટક પર ઊભો ઊભો ગણતરી કરતો હતો પ્રદ્યોત બધા જનારા તરફ કડકાઈથી જોતો હતો પ્રકાશને લાગ્યુ કે એની આંખમા નિશ્ચય અને આત્મશ્લાઘા બન્ને હતા એની પડખે એક જુવાન ઊભો હતો પ્રકાશે એને જોતાવેત જ ઓળખી કાઢ્યો એ જ મોટુ નાક એ જ ઊંચુ ને મજબૂત શરીર, ગઈકાલની રાતવાળો જ જુવાન

એ શા માટે રોકાયેલ હશે? એણે ગઈ કાલની ચર્ચાથી કે આગળથી જ નિશ્ચય કર્યો હશે! એના મોઢાની પરિચિત રેખાઓ ઉકેલવા એણે પ્રયત્ન કરી જોયો પણ બરાબર યાદ આવ્યુ નહિ પ્રદ્યોતે એની પાસે આવી હાથ દબાવ્યો

'આપણે ચાર જ જણા' એણે હર્ષથી કહ્યુ

છેલ્લી જોડીવાળા ફાટકમાથી પસાર થઈ ગયા હતા સૂબેદાર એમની તરફ આવતો હતો

'તુમ ચાર આદમી કાયકુ ઠેરા? તુમ સબ કામકી ના બોલતા?'

'હમ ચાર આદમી આજ કામ કરના નહિ મગતા' પ્રકાશે કહ્યુ

'કાયકુ?'

'આજ રજાકા દિન હૈ કાયકુ કામ કરેગા ?'

'ચક્કીવાલા કૈસા કરતા ?' ચશ્માં નીચે લાવી ચારે જણને જોતા એણે કહ્યુ

'ઉસકી બાત દુસરી હૈ હમ ઐસા કામ નહિ કર સકતા'

'વો તો હમ ભી સમજ સકતે હૈ વો વો ક્રીમીનલ હૈ. ઉસ બાતસે તો તુમને હમેશકે લિયે રજા કા દિનમે કામ નહિ દેતા યે તો દો તીન અઠવાડિયાંકી બાત હૈ અભી કામકી બૌત ભીડ હૈ'

કોઈ કાંઈ બોલ્યુ નહિ

'તુમારા જૈસા સમજુ આદમી ઐસા હુજ્જત કરે વો ઠીક નહિ લગતા કાયદા તો માનના હી ચાહીએ' સૂબેદારે એના અવાજમા માયા લાવવા પ્રયત્ન કર્યો પણ એના ઘોઘરા અવાજે ને લાબાટૂકા થતા હોઠે એના મુખને વધુ વિરૂપ બનાવ્યુ

'તુમ ઠીક બોલતા હો, લેકીન હમ કામ નહિ કર સકતે' પ્રકાશે ચોકખુ સભળાવ્યુ

'લેકીન ઉસમે ફાયદા ક્યા ? તુમારા સબ બડે બડે આદમી ભી કામ કરતે હૈ તો તુમને ક્યા કરના હૈ વો હમ નહિ સમજ સકતા પિછે તુમારી જૈસી મરજી હમ તો પહીલેસે બોલ દેતા હૈ અચ્છા યે ચાર આદમીકો ઇધર રખ્ખો જેનર સાહેબ આયગા પીછે હમ ઉસકો બુલાયગા'

સૂબેદાર વૉર્ડરને હુકમ આપી લાકડી વતી લીટા કરતો ચાલ્યો ગયો

## : ૧૦ :

એમ ને એમ કેટલાક વખત સુધી ચારે જણ ઊભા રહ્યા 'ચાલો ને ઓસરીમા બેસીએ ' મનોજે કહ્યુ એને થાક લાગ્યો હતો સૌ ઓસરી પર ચડ્યા

આખુ ચોગાન સ્વચ્છ આરસા જેવુ હતું વચ્ચે વચ્ચે લીમડીઓ વાવી હતી ફરતો એક નાનકડો ખાડો કરી, આજુ-બાજુની જમીન ગારથી લીંપી હતી કુમળો સૂર્ય, કુમળા લીમડા ના છોડ, ને કુમળા જુવાનો ચોગાનને વધુ સુંદર ને સ્વરૂપવાન બનાવતા હતા

'તમારુ નામ શુ ભાઈ?' પ્રમદે તેમના નવા સાથીદાર ને પૂછ્યુ

'નાગજીભાઈ રોજ હુ તમારી પાસે જ મૂકુ છુ ને ?'

'હા, બરાબર કાલે તમે જ કહેતા હતા કે યશવંત આપણને રજાના દિવસે પણ કામ કરાવવાનો છે, ખરુ ?'

'હા '

'તમે ક્યાના ?'

'ખેડા ના '

'પહેલી વખત આવ્યા કે બીજી વખત ?'

'પહેલી વખત. મારા મોટાભાઈ જે આમાં છે એ તો ત્રીજી વખત આવ્યા ત્રીશની સાલમાં એક વખત ને આ સાલમા બીજી વખત '

'હું ધારું છું કે તમારા બાપા પણ તમારી સાથે જ છે, ખરું ?'

'હા. હું, મારા બાપા ને મારા ભાઈ ત્રણે સાથે જ પકડાણા'

'અનિલભાઈ શું કરશે ?' મનોજે પૂછ્યું.

'કેમ કહેવાય ? એ એકલો જ જુદો છે. અધૂરામાં પૂરું વળી એની સાથે કાંઈ વાત પણ નથી થઈ. જો કાલે કાંઈક વાત થઈ હોત તો ઠીક થાત; અત્યારે તો એ કામ પર ચડી પણ ગયો હશે.'

પ્રકાશ થોડી વાર મૂંગો રહ્યો ને વળી નારણભાઈને પૂછ્યું:

'તમે શા માટે કામ કરવા ના પાડી ?'

'શા માટે કેમ વળી ? આજે તે શાના કામ કરીએ ? રજાને દા'ડે માગ–તમારા જેવા તો ખેંચી કાઢે, પણ આવા છોકરાનું શું ?' એમણે મનોજ તરફ હાથ લંબાવ્યો

પ્રકાશે હસીને પ્રદ્યોત તરફ નજર ફેરવી; મનોજ સમજી ગયો.

'તમે મને છોકરામાં ગણો છો ?' એણે પૂછ્યું.

'કેમ ! ત્યારે તમે કાંઈ જુવાન કેવાઓ ?'

'હું તો મારી જાતને જુવાન જ સમજું છું, પણ તમે બધા ના પાડો તો યે છોકરો ગણાવા તો હું તૈયાર નથી જ.'

'ઠીક ચાલ ભાઈ, છોકરો નહિ, કુમાર, પછી કાંઈ ? એ તો એમને બોલતાં ન આવડ્યું.' પ્રકાશે કહ્યું. બધા હસી પડ્યા.

'આપણને કઈ જાતની સજા થશે ધારો જોઈએ ?' પ્રદ્યોતે પ્રકાશ તરફ જોઈને પૂછ્યું.

મનોજ હસ્યો.

પ્રકાશે આગળ ચલાવ્યું: 'જો સાચેસાચ કહું છું, આમાં 'હોડે હોડે તો જુદે નવ ચડીએ' ને 'જો ચડીએ તો કટકા થઈ પડીએ' એ ખબર છે ? આપણે જુદા પડવાના જ. એટલે

-સાથેનો મોહ તો રાખવાનો જ નથી પ્રકાશભાઈ જાય એટલે મનોજ-કુમારે જવું જ જોઈએ એવું પણ નથી. ત્યાં એકાંતમાં મારશે પણ ખરા. આ કાંઈ તમે સામાન્ય ગુનો કરતા નથી. તમે એના રીતસરના હુકમને અવગણો છો. એટલે ભયંકરમાં ભયંકર શિક્ષા સહન કરવા તૈયાર રહેવું પડશે. કદાચ ઘનશ્યામભાઈએ કહ્યું તેમ આ વસ્તુ કાયદેસર પણ હોય. આપણે આજના સંજોગોમાં એ કાયદો અવગણ્યો છે. એટલે આપણને ફટકા સુધી પણ ખેંચી જાય. માટે પાછળથી એ ઊભા થયેલા સંજોગોનો મનમાં પસ્તાવો નહિ થવો જોઈએ. ગમે તેવા સંજોગો આપણે આનંદથી સ્વીકારી લેવા રહેશે. તુ સમજ્યો ને ?'

મનોજ સહેજ ગંભીર બની ગયો. શુ જવાબ આપવો તે તેને સૂઝ્યું નહિ.

'આથી વધારે ખરાબ સંજોગો તો બીજા કયા આવવાના હતા ?' પ્રદ્યોતે કહ્યું એને આ લાંબુ વ્યાખ્યાન તદ્દન બિન-જરૂરી લાગ્યું.

'તમે ય મોટા મહાત્માની ઘોડે બોલો છો હો !' પ્રદ્યોતે મીટ માંડીને જોઈ રહેલ પ્રકાશને કહ્યું ને ઘડીવાર વિચારમા ડૂબ્યો.

થોડી વારે વૉર્ડરે આવીને કહ્યુ 'ચલો.'

સૌ ઊભા થયા. પ્રકાશે ફળી તરફ એક નજર નાખી. 'હવે એ કયે દિવસ જોવાનુ હતુ ?...પ્રભુ જાણે ! ન જોવાય તો ય શું વાંધો આવી જાય તેમ હતો ?' એને થયુ.

'આજે સુપરિન્ટેન્ડેન્ટ તો નહિ હોય ખરું !', એણે રસ્તા-માં પૂછ્યુ. એને જવાબ ન મળ્યો. પાછળ જોયુ તો પ્રદ્યોત ઊભો હતો. એણે સવાલ સાંભળ્યો નહિ હોય એમ એને લાગ્યુ ને ફરી-થી મનોજને પૂછ્યું.

'હા, આજે એને તો રજા હશે.' પ્રદ્યોતે વચમાં જવાબ આપ્યો.

પ્રકાશ જોઈ રહ્યો.

સૌ ઓસરી પર ચડ્યા ઓસરીમાં સૂબેદાર અને એક-બે પોલીસો બારી પાસે ઊભા હતા ઓસરીના ખૂણામાં એક મારકુન નીચે બેઠો હિસ્ટ્રી-ટિકિટ ભેગી કર્યે જતો હતો એ ગડામાં સુપરિન્ટેન્ડેન્ટની ખુરશી ઉપર જેલર એક બાજુ હેટ મૂકીને બેઠો હતો એના આખા ચહેરા પર કડકાઈ પથરાઈ હતી એણે ચારે જણા તરફ એક નજર ફેંકી

'તુમ મમપે જાનેકી ના બોલતા હૈ?' એણે પ્રકાશ તરફ નજર ફેરવીને પૂછ્યુ

'Yes'

'યસ-બ્યસ નહિ મગતા હિંદીમે બોલો'

પ્રકાશને એના સ્વમાન પર ઘણુ પડતો હોય તેમ લાગુ એણે કલ્પનામાં પડતા ઘણુ નીચે પોતાની હથેળી મૂકી દીધી

'I think it's not written in the jail manual that a prisoner should speak certain language I have every right to speak in English' જળવાઈ તેટલી સભ્યતાથી એણે જવાબ આપ્યો

હુમે એને અગ્રેજીમા બોલતો સાભળ્યો જ ન હોત, પણ એ શુ જવાબ આપે છે એ જોવા એ થોભ્યો હતો

'Shut up! Get out!' એણે ક્રોધથી ખુરશીમા ઊભા થઈ જતા કહ્યુ 'સબકો ધક્કા મારકે લે જાઓ ડડા બેડી ઓર બંધ કોટડી'

'There is no need to push us, we are ready to remove our selves whereever you wish' પ્રદ્યોતે મસ્જીદપૂર્જ અવાજે કહ્યુ ને સૌ નીચે ઊતર્યાં.

ઓસરી નીચે જ એક માણસ હાથમાં હથોડો લઈને ઊભો

થોડી વારે રામુએ આવીને પૂછ્યુ: 'સબ તૈયાર હો ગયે? અચ્છા ચલો.'

'કીધર ચલનેકા?' મનોજથી પુછાઈ ગયું.

રામુ ઘડીકવાર એની સામે તાકી રહ્યો. એણે ગઈ સાંજનાળા છોકરાને જોયો, એની આંખમાંથી ઘાતકતા સહેજ દૂર થઈ, પણ એણે મોઢું ફેરવી લીધું ને કઠોર અવાજે કહ્યું: 'અભી મેં બતલાતા હૂં.'

મનોજને થયુ કે આને ન પૂછ્યું હોત તો સારું હતુ.

રસ્તામાં બેચાર જણા મળ્યા પ્રકાશના એ ઓળખીતા હતા. એમણે હાથ વતી પૂછ્યુ. 'કેમ?' પ્રકાશે કાઈ જવાબ વાળ્યો નહિ, માત્ર હસ્યો. મનોજને થયુ કે 'રામુ ન હોત તો કેવુ સારુ!'

પાંચમા વિભાગ પાસે લાવીને બધાને ઊભા રાખ્યા. જડતીની ક્રિયા પછી સૌએ જોયુ કે પોતે એક નાનકડા કોટથી ઘેરાયલા વિભાગમા આવ્યા હતા. એ વિભાગમા ઓરડીઓની બે ઊભી હારો હતી. આગલી હારમાં વીસ ને પાછલી હારમા ત્રીસ કોટડીઓ આવેલી હતી. આગલી હારની ઊંચી બારીઓ પર ચડી પાછલીમા શુ થાય છે એ જોઈ શકાય તેમ હતુ. એ ચડનારને ચડવા માટે બુદ્ધિને કસવી પડે ખરી.

દરેક હારની આગળ એક એક પાણીનો હોજ હતો હોજની પાસે જ પાયખાનાં હતાં. પાછલી હારના હોજ ને પાયખાનાં વચ્ચે એક કાળી સડક હતી અને તે આગલી હારને પાછલી સાથે સાધતી હતી પાછી તે જ સડક હારનાં પગથિયાં આગળથી શરૂ થઈ વિભાગના દરવાજા સુધી પહોચતી એક વિભાગમાથી બીજા વિભાગમા ઓચિતા જવા માટે એક ચોરબારણું છેક નાની દીવાલ પાસે રાખ્યુ હતું, જેની ચાવી હમેશ આખા ચક્કરના વડા હવાલદાર પાસે રહેતી. કોટની દીવાલ પર થોડે થોડે અંતરે વીજળીના દીવા આવેલા હતા.

બાજરૂ પડખે જ પથ્થરની ચણેલી એક ભઠ્ઠી હતી. દર રવિવારે કેદીઓના કપડાં એમા બફાતા.

અત્યારે ખરા બપોરે હોજ પર એક કાળો ભીલ જેવો વોર્ડર નાહતો હતો તડકામા એનુ શરીર તેલ ચડાવેલ મૂર્તિના જેવુ ચળકતું હતુ

ચક્રમા દાખલ થતા જ પ્રદ્યોતે કહ્યુ 'મને અહીં જ લાવેલા

'અહીં જ છે?' અમરે કહ્યુ

'કોણ?'

'દાદા'

'હા ગજગ્દી માનને આ કોટડીઓમા જ લાવે છે એમનો વોર્ડ જ આ છે'

પ્રદ્યોત પહેલી હાર તરફ ચાલતો હતો ત્યા રામુએ અટકાવીને કહ્યું 'ઉધર નહિ ઇધર આઓ' ને એ ચપચપ ચટપટ ઓસરીના પગથિયા ચડ્યો.

ઓસરી ખણણ, ખણણ, ખણણ ખણણ નાદે ગાજી રહી હોજ પરના વોર્ડરે નવા મહેમાનો આવેલા જોઈ ઉતાવળે નાહવા માડ્યુ

'આપણને નાહવા ક્યારે મળશે?' મનોજે પ્રકાશને પૂછ્યુ

'હમણા પૂછીશુ'

પહેલી બે કોટડીઓમા ચકી ગોઠવેલી હતી તે પછીની બે એક કોટડીઓ મૂકીને રામુએ એક કોટડી ઉઘાડીને ભગતને કહ્યું 'તુમ આ જાઓ' ભગત અંદર ગયો ને પછી તરફ જોઈને હસ્યો રામુએ જોરથી બારણુ વાસ્યુ ને સાંકળો ભરાવી અગળા વાસ્યા

અમર કોટડીની અંદર ગયો. કોટડીની લબાઈ–પહોળાઈ એક માણસને પૂરવા માટે ઓછી ન ગણાય ભીંતમાં ઊચે હાથ પૂગતુ એક જાળિયુ હતું ખૂબ ઊચે એક ગોખલામા વીજળીની બત્તી હતી. ગોખલો સળગ કોતરી કાઢ્યો હોવાથી બન્ને ઓરડીમાં એ એક જ બત્તીનો પ્રકાશ પડતો હતો દીવાલો કાળીં જ ધોળાવી હતી જાળિયુ પત્થરથી જડેલુ હતુ વચમા એક માણસની પથારી રહે એટલી જગ્યામાં લબચોરસ લાલ લીંપી હોરી હતી ત્રણે

ત્યારે રાતપાળીવાળા આવે તો યે એની નજર સહેજે વચમાં પડે. એટલા માટે આ વ્યવસ્થા કરવામાં આવી હતી. એક ખૂણામાં એક કૂંડું પણું હતું. પ્રકાશ સમજ્યો કે એ પેશાબ કરવા માટે હતું.

હવે એને બહાર નીકળવાની પરવાનગી ન હતી. આ જ એનું શયનાલય, ભોજનાલય, વિરામાલય, ને ઉદ્યોગાલય. બધું યે આ જ. આ જ એના સામ્રાજ્યના સીમાડા. એ મનમાં હસ્યો. એને થયું 'જાલિમ શરીરને બાંધી શકે, પણ વિચારશક્તિને બાંધી શકે ખરો? માણસ ધારે તો આ પાંચ-સાત પથરાઓ પર એની જીવનકથા લખી જવાનો. ભલે એમ કરતાં એના શરીરનો રંગ પથ્થર જેટલો જ ભૂખરો થઈ જાય, ભલે એનું હૃદય પથ્થર જેટલું જ ટાઢુબોળ થઈ જાય, ભલે એનો આત્મા પત્થર જેટલો જ તિતીક્ષુ ને જીનાં નીડર પડઘો પાડનાર બની જાય.

એને આ અજાણી હવાને બદલે ખુલ્લી હવા લેવાનું મન થયું. એ બારણા પાસે આવીને ઊભો. બહાર કાંઈક ઘોંઘાટ થતો હતો.

અવાજ સંભળાયે: 'હમારી મરજી' અવાજ કોમળ ને આવેશપૂર્ણ હતો. પ્રકાશે મનોજનો અવાજ પારખ્યો એને થયું કે મનોજ એક ખૂણામાં સ્વસ્તિક રચીને ટટાર ઊભો હશે. ઓહો! એના મુખ પર, એની આંખમાં કેવું તેજ હશે! ધરાઈ ધરાઈને એ મંગલ દશ્ય નીરખવાનું એને મન થયું. એણે બારણું હલમલાવ્યું. પણ નિષ્ફળ! એનો રાહ બંધ હતો.

'જ્યાં ને ત્યાં એને જ સહન કરવાનું આવે છે!' એ ફૂલ!'

'ધ...બ!' અવાજ આવ્યો. એની છાતી ચડકી ઉઠી. 'જમીન પર તો નહિ પછડાયો હોય?' એના કપાળ પરનો ઘા યાદ આવ્યો. ટાઢી કંપારી એના શરીરમાંથી પસાર થઈ ગઈ.

વળી અવાજ આવ્યો—નિષ્ફળ, દબાયલો, ક્રોધભર્યો અને રોષપૂર્ણ: 'નહિ...જ કરેગે.' એને થયું વૉર્ડરે જરૂર એનું ગળું

દબાવ્યું હશે. એને પોલીસને બૂમ મારી બોલાવવાનું મન થયું. ‘પણ શા માટે! મારી પણ એ જ સ્થિતિ થવાની છે ને! પોતે જ આવા ગેરકાયદેસર જુલમોને આમંત્ર્યા છે ને!’ એના મને પ્રશ્ન કર્યો. અને એ જ મને એની જાતને ટકોર કરી. એના કાને બિભત્સ ગાળોનો વરસાદ પડતો સાંભળ્યો.

થોડી વાર શાંતિ ફેલાઈ ને બારણું ઊઘડ્યું ને ઝપાટામાં બંધ થયું. એકાદ ક્ષણ ગઈ ને એના શરીરને એકદમ ધક્કો લાગ્યો. એને એક બાજુ ધકેલી બારણું ઉઘાડી રામુ અંદર દાખલ થયો હતો. એને સમજાયું નહિ કે મનોજ પછી સીધો એનો જ વારો શા માટે આવ્યો! પણ એણે આવતા વિચારોને ઝપાટાબંધ દૂર કર્યા.

નિશ્ચલતાથી એ રામુ સામે જોઈ રહ્યો. એનાં સ્વચ્છ કપડાં, એની અસામાન્ય ઊંચાઈ, એની માંજરી આંખ અને મૂછ બધું પે જોયું. રામુથી આ સહન ન થયું હોય તેમ પ્રકાશના ખભા પર હાથ મૂકી હચમચાવ્યો. એની ઘાતક નજર પ્રકાશના મોઢા પર ઠેરવી.

પ્રકાશે એની આંખમાં ક્રોધ અને અભિમાન ખૂણે ખૂણાથી ધસી આવતાં જોયાં. એના મજબૂત હાથને પોતાના ખભા પરથી ખસેડી હાથમાં લેતાં એણે કહ્યું: ‘તુમ હમકો મારના મંગતા? અચ્છા. તો હમ મરનેકે લીએ તૈયાર હૈ. લેકીન ઠહરો.’ પ્રકાશે એમ કહી પોતે નાહવા જતો હોય એટલી બેદરકારીથી બંડી કાઢી એક બાજુ મૂકી અને પોતે કોટડીની વચમાં આવીને ઊભો, છાતી પર સ્વસ્તિક રચી એણે કહ્યું: ‘અભી તુમકો બી ઠીક પડેગા.’

ને એ શાંત, નિશ્ચલ, ને ભયહીન ઊભો રહ્યો.

રામુને પહેલાં ગમ ન પડી, પણ સમજ્યો ત્યારે એના ગુસ્સાનો પાર ન રહ્યો. એણે પ્રકાશના ગૌર, સ્નિગ્ધ, સુરેખ અવયવો તરફ એક હિંસ્ર નજર ફેંકી અને ગભરાવી નાખે એવા કઠોર અવાજે કહ્યું:

‘તુમ મર જાયગા.’

'તુમ કુછ નયા નહિ સુનાતા' ભાવહીન ટાઢો ઉત્તર સંભળાયો
એક ક્ષણ અને ગમુએ એના શરીર પર તરાપ મારી
એ જુગજૂની તરાપ!

એ તરાપે પ્રમશને ઉછાળીને નીચે પાડ્યો હતો. પાછલી ભીંત સાથે અથડાયાથી એના માથામાં ફૂટ થઈ હતી એમાંથી લોહીના ટીપાં ટપક ટપક ટપક પડતાં હતાં—જાણે અર્ધઘેલા માનવીને પો। રતા ન હોય 'સબૂર–સબૂર–સબૂર!'

ગમુએ લોહી જોયું, એ વધારે ગાંડો બન્યો, એને પાટુએ ને પાટુએ આ છોકરાને છૂંદી નાખવાનું મન થયું એણે જોડાવાળો પગ ઉપાડ્યો ને જોરથી પાટુ મારી

પ્રકાશે એની નીચે હથેળી ધરી દીધી અને પ્રમશના મુખ પર આનંદ ને કર્તવ્યપરાયણતાનું સ્મિત ફરકી રહ્યું એને અમરત્વ નજીક આવતું દેખાયું એણે પોતાની અર્ધ વેદના–મિશ્રિત બે આંખો ગમુ સામે ઠેરવી એ બીજી વાર પગ ઉગામતો હતો 'હવે શું ધરવું? માથું?' પ્રમશના મનમાં પ્રશ્ન થયો

પણ ગમુનો પગ અદ્ધર જ થંભી ગયો! એ તાળી રહેલી બે સ્વરછ, પારદર્શક, ઉત્સુક આંખો તરફ જોતો ઊભો રહી ગયો એણે બાવરાની માફક આંખો ફાડી ને પરાણે નીચે મૂકતો હોય તેમ પગ નીચે મૂક્યો, ખાલી જમીનને પગ તળે કચરી

'કયા, હો ગયા?' ધીરો અવાજ સાંભળ્યો

હવે અસહ્ય હતું

પોલીસ આવે તે પહેલાં એ લથડતે પગે બહાર નીકળ્યો એને લાગ્યું કે એનો ડાબો પગ ખોટો થઈ ગયો હતો–લંગડાતો હતો. કાન ફરી ફરીને મગજમાં અવાજ મોકલતા હતા 'કયા, હો ગયા?'

'કયા હો ગયા?' એ મોટેથી બબડ્યો

: ૧૧ :

ઓસરીમા રામુને પોલીસને તેડીને આવતો વાૅર્ડર મળ્યો. વૉર્ડરે આ ધમાલ જોઈ હતી, પણ એ એને અટકાવી રોકે તેમ ન હતો

બન્નેને રામુ તરફ જોતા આશ્ચર્ય ને કુતૂહલ ઉત્પન્ન થયાં રોજ કરતા રામુ આજે જુદો લાગતો હતો. સેપરેટમા આમ માર વાના પ્રસગ આ પહેલા બેએક વાર બનેલા પણ એમણે એમ કરતા રામુને અટકાવેલ નહિ એમને રામુની સત્તાનુ ભાન હતુ રામુની બેપરવાઈનો અનુભવ હતો જેલરની રાજકેદીઓ પ્રત્યેની ઘૃણા એમની નજર બહાર ન હતી એટલે એને નહિ અટકાવતા દૂર રહી જોવામા જ એમને માલ લાગેલો પણ આજનો મામલો જુદો લાગ્યો

પોલીસે રામુને પૂછ્યુ ‘ક્યા હૈ ક્યા?’

રામુએ સહેજ થોભી એના સામુ જોયુ એની આંખો ફાટેલી ને વ્યાકુળ હતી

રામુની ઉતાવળે ચાલતી શ્વાસની ધમણ અનિયમિતપણે સકોચાતા ને ફૂલતા નસકોરાં મોં પરની વેદનાનો દાહ જોનારને વતનમાથી ઉખડી પડેલ બેચેન પ્રાણીનો ખ્યાલ આપતા હતા

‘ક્યા કુછ ગરબડ હુઆ?’ પોલીસે ફરીથી પૂછ્યુ

પણ એક ન સમજી શકાય એવી નજર નાખી એ ડોકુ ધુણાવતા જવાબ દીધા સિવાય ચાલ્યો ગયો પોલીસે જોયુ કે એના ડાબા પગની પાની જમીનને અડકતી નહોતી ને એને લીધે એની ચાલ સહેજ લથડતી લાગતી હતી

પોલીસ અને વોર્ડર એકબીજાની સામે જોઈ રહ્યા. પોલીસે સહેજ હસીને કહ્યું: 'ક્યા મેડ હો ગયા હૈ?'

વોર્ડર પાસે એનો ખુલાસો ન હતો.

રામુ જ્યારે વિભાગ બહારે નીકળ્યો ત્યારે મધ્યાહ્ન થઈ ગયો હતો. એનું માથું તપી ગયું હતું, એમાં સૂરજ એના પર અંગારા વરસાવીને ગૂંગળાવતો હોય એમ લાગ્યું. એ ગભરાઈને છાપરીના છાંયડા તરફ ધસ્યો; પણ છાંયડો તો એને ટાઢોબોળ લાગ્યો. અંદર આધણ ને બહાર આવો બરફ શે સહેવાય?

એણે હસ્પિતાલ તરફ પગ ઉપાડ્યા. અત્યારે એને કોઈએ નરકમાં જવાનું કહ્યું હોત તો તે પણ એણે સવાલ કર્યા સિવાય કર્યું હોત.

હોસ્પિટલનો બગીચો આજે એને નીરસ લાગ્યો. ફાટક પરના વોર્ડરે એને બોલાવવા પ્રયત્ન કર્યો. પણ એને જવાબ દીધા સિવાય એણે તો ડીસ્પેન્સરી તરફ ચાલ્યે રાખ્યું. રસ્તામાં એને લાગ્યું કે એના મગજમા ઝણેણાટી બોલાવતું કંઈક ચડતુ હતુ. એ શું હતું?

ઓસરીના પગથિયાં ચડી ખંડનાં બારણાં આગળ આવી એ ઊભો રહ્યો એ અંદર ન ગયો, અંદર જવાયુ જ નહિ એ શા માટે આવ્યો હતો? એને જવાબ ન મળ્યો. એટલે બારણા આગળ જ ઊભો રહ્યો.

ખડની અંદર માત્ર બે જ જણા બેઠા બેઠા વાતો કરતા હતા. આખી હોસ્પિટલ સૂમસામ હતી. સૂર્યના પ્રખર તાપમાં જુદા જુદા વિભાગોને સાંધતી એક પણ વ્યક્તિ નજરે ચડતી ન હતી પવનની એક પણ લહરી આવતી ન હતી. છૂટીછવાઈ ઊભેલી લીમડીઓની એક પણ તીરખી હલતી ન હતી.

કોઠરાની અંદર ટેબલ પડખે ખુરશી પર એક ફિક્કો માણસ બેઠો હતો. એના પહેરવેશ પરથી એ કેદી હતો એ સ્પષ્ટ દેખાઈ આવતું.

સાથોસાથ એના પોશાકમાંની લાલ લીટી એ દર્દી હોવાનું સૂચવતી. એના મુખ પરની કુમાશ, ચમકદાર ભાલપ્રદેશ ને સફાઈથી કાપેલા વાળ એ ઉચ્ચ, શ્રીમંત ને કુલીન કુટુંબનો નબીરો હશે એવું અનુમાન કરાવતાં. એ ખુરશીમાં આરામથી પડીને સામે ટેબલ પર બેઠેલ જુવાન સાથે વાત કરતો હતો. જુવાનનું અણગમતું હાસ્ય ને ઘોઘરો અવાજ જેલના હરકોઈ કેદીને સારી રીતે પરિચિત હતાં. કારણકે ચીમનાજી પ્રત્યેક દવા લેવા આવનાર પ્રત્યે હસીને જ એને અર્ધો બેચેન બનાવી મૂકતો. બધા ડૉક્ટરો હંમેશ બપોરે ઘેર જાય ત્યારે ચીમનાજીના હાથમાં ત્રણ કલાક હૉસ્પિટલના વડાની પદવી આવતી. ને એ સમયનો ઉપયોગ એ મોટે ભાગે ચ વર્ગના કેદીઓ સાથે માનભેર વાતો કરવામાં ગાળતો, અને એમ કરવામાં એ મોટી દેશસેવા કરતો હોય એમ એને લાગતું.

બન્ને જણા વાત કરતા હતા ત્યાં ચંપલનો ખખડાટ સંભળાયો. મોઢું ફેરવીને બન્ને જણાએ બહાર જોયું તો બારસાખ ઝાલીને મૂઢ માફક ઊભેલા રામુનો ભડકામણો ચહેરો દેખાયો. કેટલીક ક્ષણો વીત્યા પછી રામુને કાને સંભળાયું: 'કેમ રામુ શું છે!'

બોલનારની શુદ્ધ ગુજરાતી ભાષાના મધુર સ્વરે રામુને વિચાર કરવાની ફરજ પાડી. એણે આંખો ખોલીને ખુરશીમાં બેઠેલ પર નજર ફેરવી.

'કેમ તાવ આવ્યો છે? દવા લેવી છે?' ફરી એ જ વિવેકપૂર્ણ માયાળુ સ્વર સંભળાયો.

રામુએ ઘેલાની માફક કપાળે હાથ મૂક્યો, આંખો સહેજ વધુ પહોળી કરી ને માથું નમાવ્યું. ચીમનાજી નીચે ઊતર્યો, કઠેરાનું બારણું ખોલી રામુને અંદર પાટલી પર બેસવા કહ્યું. ખીસામાંથી થર્મામીટર કાઢીને બગલમાં રાખવા કહ્યું. રામુએ મૂંગે મોઢે તેમ કર્યું.

ઓરડામાં ગરમી અકળાવતી હતી. વધારામાં જુદી જુદી દવાઓની વાસથી મિશ્રિત હવા અણગમો ઉત્પન્ન કરતી હતી.

ચીમનાજીએ થર્મોમીટર લઈને જોયુ ને કહ્યુ 'Hundred only'

'But let him have a dose' ખુરશી પર બેઠેલ કેદીએ કહ્યુ

'I think he should better sleep for some time' ચીમનાજીએ થર્મોમીટર ઝટકો તા કહ્યુ

આ બેદરકારી એના જીવનનુ હમેશનુ અગ બની ગઈ હતી

'તુમ અભી સો જાઓ, પીછે દેખુગા ' ચીમનાજીએ કોટડીની અદર દાખલ થતા કહ્યુ

'Manibhai, do you know most of these people are rogues? They don't like to work. That's why they play such trick!' એણે ટેબલ પર બેસતા બેસતા કહ્યુ ને એના મોઢા પર તિરસ્કાર રમી રહ્યો

'But I know this fellow very well He has never acted like a rogue મણિભાઈએ કહ્યુ

'No, no, he is a first class rogue well-known in the Jail' ચીમનાજીએ ખુરશી પર જગ્યા લેતાં કહ્યુ

રામુ આ વખત દરમિયાન ભીંતે માથુ ટેકવીને બેઠો હતો. એની મૂઝવણ ને સતાપ દર્દનુ રૂપ લેતા હતા

તુ હમણા બહાર સૂઈ જા જ્યારે જ ત્યારે મારી પાસે થઈને જજે' મણીભાઈએ કપાળ પર આગળી ટેકવી સહેજ વિચાર કરતા કહ્યુ

રામુ ઉભો થઈને બહાર ગયો ઓશરીના એક ખૂણામાં કોઈનો બિસ્તરો પડ્યો હતો તે પહોળો કર્યો અને ચપલ ને ટોપી સોતો જ લાબો થઈ સૂતો એનું માથુ ફાટતુ હતુ

રામુ જાગ્યો ત્યારે વૃક્ષોના પડછાયા લાંબા બનીને ઓસરીના પગથિયાં પર ભાત પાડતા હતા એની પીળી ચડ્ડી પર બે-ચાર કિરણો પડી એટલા ભાગને વધુ પીળાશ અર્પતાં હતાં એનું આખું શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું હતું રામુને લાગ્યું કે હવે માથું સાવ હલકું થઈ ગયું છે હવે દવા પીવાની જરૂર નથી. બેઠો થઈને ભીંતને અઢેલીને એ બેઠો દવા પીવાનું યાદ આવતાં એને મણિભાઈએ જતાં પહેલાં પોતાની પાસે આવી જવાનું કહ્યું હતું તે યાદ આવ્યું તે મોઢા પરનો પરસેવો લૂછી નળ પર મોઢું ધોવા ઊઠ્યો એના શરીરમાં અશક્તિ આવી ગઈ હતી બે ડગલાં ચાલ્યો ત્યાં એ ચમક્યો. એણે જોયું કે એનો ડાબો પગ લચકાતો હતો. એણે જમીન પર મૂકવા પ્રયત્ન કરી જોયો, પણ એનાથી તીણી ચીસ પડાઈ ગઈ એને લાગ્યું કે એનો પગ મરડાયો ન હતો, પણ ટૂંકો થઈ ગયો હોય તેમ જમીનને પહોંચતો જ નહોતો

એ ક્યાં હો ગયા?'' તેના મનમાં પ્રશ્ન ઊઠ્યો એણે એના પગ તરફ જોયું મગજ પાછું અસ્વસ્થ ગઈ જાય એ બીકે વધુ વિચાર નહિ કરતા એ એમ ને એમ નળ પર આવ્યો હાથમોં ધોઈ મણિભાઈની ઓરડી તરફ વળ્યો

મણિભાઈ એમના વિભાગમાં એક આગેવાન કાર્યકર્તા હતા એમના પિતા મુંબઈના સોદાગર હતા સારી પેઠે કમાયા હતા પુત્રને સુખી ને હોશિયાર બનાવવાને એમણે એને ઇંગ્લાંડ બેરિસ્ટર થવા મોકલ્યો હતો પણ મહત્ત્વાકાંક્ષી અને દેશપ્રેમી પુત્ર ઇંગ્લાંડથી એક સૂત્ર લઈને આવેલો કે 'દેશના ઉદ્ધાર માટે અ પરદેશી સરકાર પર સ્થપિત થયેલી સરકાર સામે વિરોધ કરવો જોઈએ' મણિભાઈ પકડાયા ત્યારે ન્યાયાધીશે એમની બેરિસ્ટરની લાયકાત જોઈ તથા કુટુંબનો મોભો જોઈ એમને બ વર્ગ આપેલ હતો રામુને બ વર્ગમાં કેટલોક વખત સુધી કામકાજ માટે રાખ્યો હતો અને તે મણિભાઈને

કોઈક વખત બહાર સંદેશા લઈ જવા–લાવવાના કામમાં ઉપયોગી થઈ પડતો. મણિભાઈ પણ એને સાબુ ને બીજી નાનીમોટી વસ્તુઓ પૂરી પાડતા.

હમણાં મણિભાઈની તબિયત ખરાબ હોવાને લીધે હૉસ્પિટલમાં આવ્યા હતા. રામુ ઓરડામાં ગયો ત્યારે ખાટલા પર બેસીને એક ટિનની રકાબી જેવી થાળીમાં મોસંબી સાફ કરીને તે મૂકતા હતા.

'કેમ હવે કેમ છે?' એમણે મોસંબીની ચીરો કરતાં કહ્યું,

'અત્યારે તો ઠીક છે.'

'આ બે–ત્રણ નાહવાના સાબુ છે. તે એક જણને આપવાના છે. એ મારે તને આપવાના હતા.' મણિભાઈએ પથારી નીચેથી ખોખું કાઢતાં કહ્યું.

'લે.' મોસબીની બે–ત્રણ ચીર હાથમા લઈને મણિભાઈએ રામુને કહ્યુ. બીજો કોઈ પ્રસગ હોત તો ગમુએ એ લઈ લીધી હોત. પણ આજે એના ચિત્તે આનાકાની કરી· 'ના, ના, તમે જ લ્યો ને.'

'મારી પાસે તો છે જ તુ તારે લે. આજ તો તારી તબિયત પણ ઠીક નથી ને?'

ગમુએ સંકોચાતા સંકોચાતા મોસબી લઈ મોઢામા મૂકી. પણ તેને લાગ્યુ કે મોસબી સાવ ફિક્કી હતી

'હમણા તું કયા ચક્કરમા સૂવા જાય છે?' મણિભાઈએ હાથ ધોતાં કહ્યું.

'બીજામાં.'

'ત્યાં કોઈને પૂછી જોજે કે પ્રકાશ જનાર્દન કરીને છે તે કઈ બેરેકમાં છે. એકવાર બગીચા–ફેરમા જતો મે એને જોયેલો. તે પછી મે એને મળવાની માગણી કરી પણ એ બની શકે એમ ન હતુ. એટલે કાંઈ જ ખબર નથી એ અહીં બદલીમાં આવેલ છે એ પણ એને જોયો ત્યારે જ ખબર પડી એને સાબુની જરૂર હશે

એટલે તપાસ કરીને દઈ દેજે તારે વાપરવો હોય ત્યારે માગી લેજે ' મણિભાઈએ ગોદરેજના નાહવાના સાબુ કાઢીને આપ્યા રામુએ ટોપી ઉતારીને એમાં મૂકી દીધા, અને તે મૂંગો મૂંગો ઊઠયો.

'યાદ રહ્યુ ને? પ્રકાશ જનાર્દન. એને મારુ કોઈ કામકાજ હોય તો કહેજે કે તારી સાથે કહેવડાવે મળી શકાય એમ નથી' મણિભાઈએ ફરીથી કહ્યુ

મણિભાઈ લથડતે પગલે ચાલ્યા જતા રામુની પીઠ તરફ જોતા જોતા હૉસ્પિટલના આવા અનેક લાભો વિચારી રહ્યા પરતુ રામુને જે રીતે અર્ધ-મૂએલા જેવો ચાલતો હતો, તે જોઈને તેમના આશ્ચર્યનો પણ પાર રહ્યો નહિ તેમને પણ થયુ કે 'રામુને શુ થયુ છે?'

: ૧૨ :

રામુ અસ્થિર પગલે ચક્કરમાં આવ્યો. આજે રવિવાર હોવાથી બધાને વહેલા પૂરી દીધા હતા. 'ગીન્તી' થઈ ગઈ હતી. પણ કેટલાક વોર્ડરોને કામને લીધે અગર બીજાં કારણોસર મોડા પૂરવાની છૂટ હતી. રામુ એવા માંહેનો એક હતો, એટલે એને આવેલો જોઈ પોલીસે બેરેક ખોલી દીધી.

એની સાથેના વૉર્ડર રામચંદ્રે એનું ભથ્થું લઈ લીધું હતું. બન્નેને સારું બનતું. છેલ્લા ઘણા વખતથી બન્ને સાથે જ રહેતા ને સૂતા. રામચંદ્ર વૃદ્ધ ને વખત વરતવામાં કુશળ હતો. થાણા તરફથી કોઈ ડાકાયટી કેસમાં જન્મટીપ લઈને આવેલો. રામુ જ્યારે આ જેલમા આવ્યો ત્યારે એ સેપરેટનો વૉર્ડર હતો. એ રામુને તોફાન નહિ કરવાની સલાહ આપતો. પણ રામુ તો એને હસવામાં કાઢી નાખતો.

પછી તો એક દિવસે થોડા મહિના પહેલા જ રામુ વૉર્ડર બન્યો. જે દિવસે એને પાઘડીપટ્ટો મળ્યાં તે દિવસે એણે રામચંદ્રની પાસે જઈને કહ્યું: 'તોફાન કરવાનું આ ઈનામ મળ્યું જોયુ ને?'

'સારું છે સારું' રામચંદ્રે કહ્યું. એને દક્ષિણી ને ગુજરાતી સમજતાં આવડ્યું હતું; પણ બોલતાં આવડ્યુ ન હતું.

આજે બેરેકમાં આવીને રામુ તૈયાર પથારી પર બેસી ગયો. રોજની માફક ન કચ્ચાને બાંડીસ છોડવા બોલાવ્યો કે ન 'અવાજ બંધ કરો, ગડબડ કયા મચાયા?' એમ બૂમ મારી. એણે પગના બાંડીસ છોડયાં; કોટ ઉતારી, સંકેલી ઓશીકે મૂકયો; ટોપી હળવે

ન્હી ઉતારી સાણુ કોઈ ન દેખે તેમ ઝડપથી સતાડી દીધા, ડંડો એક બાજુ મૂકી, પગ લબાવી, ભીંતને ટેકો દઈ બેઠો

રામચંદ્રે જોયું કે એનું મોઢુ કાળુ પડી ગયુ હતું, એની આંખો ઉજાગરે કે ઉન્માદે ઘેરાયલી હોય તેની લાલ હતી એણે પાસે જઈ પૂછ્યુ 'લડું મનાઉ?'

રામુએ ડોકુ ધુણાવ્યુ

'ક્યા કુછ તબિયતેં અચ્છી નહિ હૈ?'

વળી જવાબમા ડોકુ ધુણાવ્યુ

રામચંદ્ર હજુ રોટલો ચોળતો હતો એટલે રામુએ બેરેક મા ટેનવા માડ્યુ જમીન પર પગ પૂરા મુકતો ન હતો એ જોઈ પાસે બેઠેલા એક-બે જણાએ ને કુત્યાએ કારણ પૂછ્યુ રામુએ જવાબ આપ્યો 'કુછ માલુમ નહિ, કૈસે હુઆ'

'ક્યા કુછ દર્દ હોતા હૈ?'

રામુ ઘડીનાર દર્દને પારખતો હોય તેમ થભ્યો ને કહ્યુ 'કુછ સમજ નહિ પડતી'

ને પાછુ ઘુમરાયના ચિત્ત એણે ફરવા માડ્યુ એને આજના પ્રસગે નિમાસણમા નાખ્યો હતો એના મનમા કાંઈક ન સમજાય છતા ન ભુલાય એવી જબરજસ્ત ઊથલપાથલ થતી હતી

રામુએ જીવસટોસટના સાહસો ખૂ ખેડ્યા હતા માણસ માનવાની પણ ના પાડે એવાં કાર્યો એણે હાથ લીધા પછી પાર ઉતાર્યા હતાં એને ઓળખનાર એની પ્રબળ કાર્યશક્તિનો ન સહાય એવો વેમ અનુભવી હેબતાઈ જતો

છેક ઓગણીશ વર્ષની વયે એ જેલમા આવ્યો હતો એના પિતાએ શહેરમાં એક જણની ભાગીદારીમા કરિયાણાની દુકાન નાખી હતી કુટુબમા માન બાપ, મા ને દીકરો જ હતા. મા-દીકરો વ અનો મોટો ભાગ એમના વતન એક નાનકડા ગામડામાં જ રહેતાં.

વેપારમાં સારો ફાયદો આવતો હોવાથી માબાપે એકના એક દીકરાને બહુ લાડકોડમાં ઉછેર્યો હતો. આના લીધે ભણવા કરતાં તોફાન-મસ્તી તરફ રામુનું ચિત્ત સહેજે વધારે વળ્યું.

એની ઉમ્મર ૨૬ વર્ષની થઈ ત્યારે એના કુટુંબમા એક જણ ઉમેરાયું-એનો નાનો ભાઈ.

બાપની પેઢીએ એ ભાગ્યે જ જતો. મોટે ભાગે ગામડામાં ખેતરની દેખરેખ રાખતો—ગ્રામસૃષ્ટિ એને પ્રિય હતી એટલા માટે, કે કામ એને અપ્રિય હતું એટલા માટે, એ ખબર નથી.

અણધાર્યા એક દિવસ ખબર આવ્યા કે 'પિતા ગુજરી ગયા છે' લોકોએ માન્યુ કે ભાગીદારે એને દગો દઈ મરાવી નાંખ્યો. જુવાન રામુને આથી અંગેઅંગ લા લાગી ગઈ. પેઢી ઉપર જઈને હિસાબનો ચોખ કરવા માગણી કરી. ભાગીદારે તો એ ધારી મૂક્યું જ હતું. એણે હિસાબ ચોકખો કરી જ મૂક્યો હતો. એણે રામુના પિતાના ખાતે જમા નીકળતી એક નાનકડી રકમ બતાવીને કહ્યું: 'આટલો માલ પડતર રહ્યો, આટલાનો તો ભાવ જ ઊતરી ગયો, મોટી દુકાન એટલે માત્ર નામના જોરે જ ચાલ્યા કરતી'તી.'

પિતાના મૃત્યુ વિષેની શકામાં આ વાતોએ ઘી હોમ્યુ. રામુએ કહી દીધું કે 'આ હિસાબ જૂઠો છે ને બાપા મરતી વેળા મળી શક્યા નહિ, એટલે તમે મને છેતરો છો. આનુ પરિણામ સારું નહિ આવે'

ભાગીદારે ચોપડા બતાવી હતી તે લેણી રકમ લઈ જવા કહ્યું. પણ રામુએ તો પોતે ધારેલી રકમ મુજબ માગણી કરી

પછી થોડા દિવસમા રામુએ સાંભળ્યું કે 'ભાગીદાર તો ઊલટો લેણું કાઢી સમન્સ બજાવવા તૈયાર થયો છે, ને ભાડૂતી મારા ઊભા કર્યા છે.' બસ થઈ ચૂક્યું. નિમકહરામીના પ્યાલામાં છેલ્લુ બુંદ પડી ચૂક્યું. એક રાતે કોઈને કહ્યા સિવાય રામુ ચાલી નીકળ્યો. રોષમાં ને રોષમાં શહેરમાં આવી ભાગીદારને એના ઘરમાં ધારિયા વતી

ઠાર કર્યો; એના છોકરાને ઘાયલ કર્યો, ને પછી ચોકીમાં જઈ હાજર થઈ ગયો.

કોર્ટે એની જાતકબૂલાત જોઈ ફાંસીને બદલે વીશ વર્ષની સજા કરી. રામુને મન એ પ્રાયશ્ચિત હતું નાનો ભાઈ માને ભળાવી એ જેલમાં બેઠો

જેલમાં એના અણનમ અને સ્વમાની સ્વભાવે એને જેલના તોફાનીમાં ખપાવ્યો એની બેપરવાહીએ એને તોફાનીઓના શિરોમણિની વરમાળા આરોપી જેલર ને સુપરિન્ટેન્ડન્ટ એનાથી કંટાળ્યા. બધી સજાઓ એણે સહન કરી અનેકો કઠન વખત એણે ફટકા સહન કર્યા એકાદ વખત દોઢેક વર્ષની સજા મેળવી જુદી જુદી જેલો બદલી પણ એ ન નમ્યા કે ન નરમ પડ્યો જ્યાં જ્યાં એનો સામનો થયો ત્યાં ત્યાં એણે પ્રતિપક્ષી ન વીસરે એવો ઘા કર્યો પરિણામ જે આવ્યું તે સામાને શરમાવે એવી બેપરવાહીથી સહન કર્યું પ્રતિપક્ષીઓએ કંટાળીને હાર કબૂલ કરી એને શાંતિથી રહેવા દીધો.

ગન્જદારી કેદીઓ આવ્યા ત્યારે કુશળ જેલરે એને બહાર કાઢી વૉર્ડર બનાવ્યો બધા વૉર્ડરોનો ઉપરી બનાવ્યો જેલ આખામાં ઘૂમવાની સત્તા આપી. એને મન સોંપાયું નવા આવનારાઓને હેરાન કરવાનું, કંટાળીને તોબાહ પોકરાવવાનું

નવા આવનારાઓ પણ એ જે કહે તે સ્વીકારી લ્યે તેવા ન હતા એમણે છૂટક છૂટક એના કાર્યક્ષેત્ર પર હુમલા કર્યે રાખ્યા, ને એમ કરી એની સૂતેલી શક્તિને છંછેડી રામુએ આ લોકોને એક જબ્બર ફટકો લગાવવા કમર કસી, પણ એક મુશ્કેલી હતી આ બધા આવનારાઓમાં કેટલાક સાવ નાના-સુકોમળ-આનંદી ઉમરાઓ હતા એને કાંઈક કહેતા-કરતા એ અચકાતો એની નજર આગળ નાનકડો ત્રણેક વર્ષનો ભાખોડિયાભર ઘરમાં ઘૂમતો એક બાળક ખડો થતો એના મુખમાં

પોતાને મળતી રેખાઓ હતી, થોડા વખતમાં એ વધીને ૫ંદર–સોળ વર્ષનો તરુણ બની જતો શોકમય છતા સુદર એ મુખમાથી પણ પોતાને મળતી રેખાઓ ધીમે ધીમે દૂર થતી જતી હોય એમ લાગતુ અને એનુ મુખ આ બધા કુમારોને મળતુ ઘડાયે જતુ દેખાતુ એ મનમા ગભરાતો આ બધા કુમારોને કનડતા અચકાતો

આજે એને એવો આચકો લાગ્યો હતો એના તોફાની ને બેફિકર જીવનમા આવી લાગણી કદી અનુભવી ન હતી કોઈક જાણે હૈયાના ગૂઢ ને અતલ પ્રદેશની જુગજૂની આગીઓ ઉકેલતુ હતુ, ને એ સ્પર્શ એનામા આ મૂઝવણ જગાડતો હતો ગૂચવાયલા મને એ બેરેકના એક છેડેથી બીજે છેડે આગ મારતો હતો

બેરેકમા સૂર્યાસ્ત થઈ ગયો હતો બબ્બે–ચચ્ચારના ટોળામા બેઠી સૌ મહેફિલ માણવાની તૈયારી કરતા હતા રવિવાર સપૂર્ણ આનદમા જાય એમ સૌ ઇચ્છતા, કારણકે બાકીના ૭ દિવસ એ શુભ દિનની રાહ જોવામા જ ઝડપથી જતા કોઈ ઉતાવળે ઉતાવળે હાથ ધોવા જતા હતા તો બાકીના બેડોળ કાળા ને ગાઠાવાળા લાડુ પર હાથ ચલાવવાને અધીરા બની બેઠા હતા કોઈ વળી કહેતુ કે 'આપણે તો સરસ, એક ગાઠ ન રહે એવા લાડુ બનાવવા છે, ભલે જરા વાર લાગે પણ જમવામા લિજ્જત આવે ને?' ભારત ગગોત્રીના એ સુકુમાર ઝરણા આમ કિલકિલાટ કરતા હતા

રામુ તો એ તરફ નજર નાખ્યા સિવાય બેરેકને એક છેડેથી બીજે છેડે આંટા મારતો હતો કોઈ વાર ઝડપથી તો કોઈ વાર ધીમેથી એ લચકાતા પગે ફર્યા કરતો હતો કોઈ એને રસ્તામા મળતુ તો ઘડીભર એના લચકાતા પગ સામે જોઈ રહેતુ ને પાછુ ચાલવા માંડતુ.

'અમ આપ બેઠ જાયેગે?' હાથ ધોવા જતા રામચદ્રે રામુને પૂછ્યુ

'ક્યા તૈયાર હો ગયા?'

'હા.'

રામુએ થોડું જ ખાધું ને તે ઝડપથી ઊઠી ગયો. પછી તે બારણા આગળ જઈને બેઠો. પાછું એનું મન વિચારે ચડ્યું. આજનો દિવસ જ એને માટે કમનસીબ ગયો હતો. વહેલા સવારમાં અબ્દુલ્લ સાથે જુગાર રમતાં પોતાના નવા પકાણી જોડા હારી ગયો તેનો અફસોસ પૂરો મટ્યો ન મટ્યો ત્યાં ઉપલુડી જેલરે એને વીશીમાં રોટલો લેવા જતાં અટકાવ્યો. ને ખટલો કરવાની ધમકી આપી. અહીં હાથના વામનજીએ એને ડરાવ્યો! શા માટે એ ડર્યો? શા માટે એણે પટા-પાઘડી ફેંકી ન દીધાં? જો ફેંકી દીધાં હોત તો આ બેને મારવા પડત? વિચારમાળાના પાછલા મણકાએ એના દિલમાં છૂરી ચલાવી. એને આખો પ્રસંગ યાદ આવ્યો.

એના હૈયાના ધબકારા વધ્યે જતા હતા, ઓસરીમાં અંધકાર પણ વધ્યે જતો હતો. એણે જોરથી છાતી દાબી ને સહેજે આંખો બંધ થઈ ગઈ. તેની સામે મનોજનું મુખ દેખાયું. 'અહા! કેટલું સુંદર મોઢું! કેવી દયામણી બે આંખો! દુશ્મનને ય દયા આવે અને મને જ દયા ન આવી!' રામુએ સ્વસ્થ થવા પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ. મગજમાં વિચારો ઊભરાયે જ ગયા. એ ઝબક્યો. એણે શું જોયું? એણે આંખો ચોળી ને ઉઘાડી.

સામે સ્થંભ પર પથરાતા અંધારામાં બે આંખો દેખાતી હતી-સફેદ. ભયથી સફેદ થઈ ગયેલ એ બે આંખો એની સામે તાકી રહી હતી. પેલા છોકરાની જ આંખો! એ જાણે કહેતી હતી: 'તું તારે માર! માર!'

'ત્યાં શું છે?' એણે પૂછ્યું-પણ એટલું ધીમેથી કે પડખેનાએ પણ સાંભળ્યું નહિ-કેવળ એના મને જ સાંભળ્યું.

એકદમ દીવા થયા. અજવાળામાં એણે એક આતુર નજર

નાંખી. ત્યાં કાંઈ ન હતું. માત્ર સીમેન્ટના બે પોપડા ઊખડી ગયા હતા. એણે નિરાંતે શ્વાસ મૂક્યો–ને પાછી વિચારની અધૂરી સાંકળ જોડી:

'ને એ છોકરાએ એક શબ્દ પણ કહ્યો? આટલી ગાળો દીધા છતાં? ખૂણામાં દાંત વચ્ચે હોઠ દાબીને એ ઊભો રહ્યો ને મેં આ... આ...' એની આંખ આગળ પ્રકાશનું સ્નેહાળ મોં તરી રહ્યું. કેટલીયે વાર સુધી એ મુખ કલ્પનામાં નિહાળતો રામુ પોતાનું મોઢું ઢાંકીને ખૂણામાં પડી રહ્યો. જાણે એણે એ મુખ ને મસ્તક પર હાથ ફેરવ્યો ને એ હસી રહ્યું બેરેકમાં કોઈ ખડખડાટ હસ્યું. એ ચમકી ગયો. શું એણે જોયું? એ હાસ્યનો એ પ્રતિધ્વનિ હતો?

રામચંદ્ર એની સામે બેઠો હતો. પડખે એક છોકરો સળિયા પકડીને ઊભો હતો. રામચંદ્ર એને પૂછતો હતો: 'ક્યા ઘર યાદ આતા હૈ? જેલમેં સોચ કરનેસે ક્યા ફાયદા?'

'ના, ઘર કાયકુ યાદ કરે? ઘર છોડા હૈ મરઝસે...'

'તો ફિર ગમગીન કાયકુ? તબિયત અચ્છી નહિ હૈ?' તબિયત શબ્દે રામુના મગજમાં ઇસ્પિતાલ ને મણિભાઈ ખડાં થયા. એને સાબુ દેવાના કહ્યા હતા એ યાદ આવ્યું. એના મગજમાં બીજો વિચાર પણ આવ્યો: 'કોઈ દિવસ કોઈને આમ માયાળુપણે મેં પૂછ્યું છે?' આવી વિચારપરંપરા એના મગજમાં ઊભી થઈ, એ હટાવીને એણે પેલા જુવાનને પૂછ્યું: 'પ્રકાશ કરીને કોઈ છે?' એનો અવાજ ખોખરો હતો.

પેલા જુવાને ઘડીક વાર એની સામે જોયું ને પ્રયત્નપૂર્વકની કડકાઈથી કહ્યું: 'શું?'

'પ્રકાશ કરીને કોઈ છે?'

'ત્રીજામાં છે?'

'એ મને ખબર નથી. પ્રકાશ નામ છે.'

'હા, હા, એ જ હશે. એને તો આજે મેપરેટમાં લઈ ગયા.'

'સેપરેટમાં? સહેજ ઠીંગણો ને ચશ્મા પહેરે છે તે?' એનો અવાજ બદલી ગયો હતો.

'એ બીજો હશે આ તો પાતળો ને સહેજ ઊંચો છે, ઊજળો રગ'

ગમુએ કપાળે કરચળીઓ પાડી કલ્પનામા પ્રકાશનુ મુખ ઘડવા પ્રયત્ન કર્યો, બે–ચાર વાર ઘડ્યુ ને ભાગ્યુ પેલો જુવાન એના કરચળિયાળા ને કદરૂપા લાગતા મુખ સામે આતુરતાથી જોઈ રહ્યો, એને થયુ કે 'આને આજે પ્રકાશનુ શુ કામ પડ્યુ' હતુ?'

પણ ગમુ આગળ તો નવી સૃષ્ટિ ખૂલતી હતી 'એને જ મારે સાણુ દેવાનો હશે? મણિભાઈને ખબર પડશે તો શુ કહેશે?'

એને એકવાર મણિભાઈએ દસ રૂપિયા આપ્યા હતા એ યાદ આ યુ આજે પણ મોસબી આપી હતી એણે કેવુ કહ્યું હતુ?— 'તારી પણ તબિયત ખરાબ છે ને!' કેવો માયાળુ માણસ!

'ને મે એના ભાઈને–ભાઈબધને માર્યો! હવે એને શુ કહીશ? એની પડખેની કોટડીવાળો પ્રકાશ હોય તો?' એના હૈયામા સતોષ પ્રસર્યો 'તો તો હુ એને ' એની કલ્પના અધૂરી રહી

'સવારે જઈને તરત જ પૂછીશ આરમાથી કોને પૂછીશ?'

એ પ્રશ્નથી મેઘથી ભીંજાતી માટીની જેમ એનુ હૈયુ જાણે-અજાણે પીગળી રહ્યુ

: ૧૩ :

રામુ સવારે ઊઠયો ત્યારે એના શરીરમાં સ્ફૂર્તિ હતી, મનમાં આનંદ ને સંકોચ હતા. છાનીમાની ઉડાવેલી ચીજને પાછી હતી ત્યાં ગોઠવી દીધાનો આનંદ ને સંકોચ બાળકને થાય તેવા તેને થતા હતા. ચક્કરમાં હરફર કરતા વૉર્ડરો એને તુચ્છ લાગ્યા. દરવાજા પર ઊભેલા ડેપ્યુટી જેલર ને સિપાહીઓ પર એણે એક નજર નાખી–તિરસ્કાર અને ગર્વની, જેમ બુદ્ધિવાન એક મૂઢ પર નાખે તેમ. રસ્તામાં તેને સૂબેદારે કહ્યું:

'રામુ, તુમારે પાંચ નંબર સપરેટમેં જાનેકા હૈ.'

'અચ્છા.' સલામ કરીને એ આગળ વધ્યો.

એ જેમ જેમ વૉર્ડની નજીક આવતો ગયો તેમ તેમ એના મગજમાં એક વિચિત્ર જાતના આનંદનું વાતાવરણ જામતું ગયું. હવે એને એમની સાથે રહેવાનું હતું એ સમાચારે એને આનંદ ને ભય ઉપજાવ્યાં.

હમેશાં બને છે તેમ પ્રથમ આનંદ ને પછી ભય, પ્રથમ લાગણી ને પછી બુદ્ધિ.

'એમને સારી રીતે રાખીશ તો ખરો, પણ ગઈકાલ જેવો હુકમ મળે તો?' બુદ્ધિએ હિસાબ માગ્યો.

એણે ઈશ્વરને સંભારવા પ્રયત્ન કર્યો. પણ એ ક્યાંય એની નજરે ન આવ્યો.

ચક્કરમાં પોલીસે આવી તાળાં ખોલી નાખ્યાં હતાં. એણે જઈને ઓરડીઓ ખોલી બધાને બહાર કાઢ્યા; એ એમને હોજ

પર લઈ ગયો ને ઝડપથી દાતણ કરવાનું કહી આગલી કોટડીઓ ઉઘાડવા ગયો.

મનોજને હમેશ આની નજર નીચે રહેવાની ખાતરી થતાં કમકમાં આવ્યાં.

'આ કાયમ અહીં રહેશે?' એણે પૂછ્યું.

'હા લાગે છે તો એમ જ' પ્રકાશે મશીથી દાંત ઘસતાં કહ્યું.

'તમે આપણો હૃદયપલટો કરવાનો વિચાર રાખ્યો લાગે છે!' નાગજીભાઈ હસ્યા.

'ક્યાંક એનો હૃદયપલટો ન થઈ જાય!' પ્રદ્યોતનો કટાક્ષયુક્ત અવાજ સંભળાયો.

'તો જ આપણો વિજય થયો ગણાય. પ્રશ્ચાત્તાપી હૃદયની હાર મૈત્રીમાં પરિણમે છે. બાકી સ્થૂળ પરાજય એટલે તો વધારે મોટા ને વધારે ઊંડા પ્રમાણમાં વેરનો વિસ્તાર.' અર્ઘ્ય આપતો હોય તેમ ઊગતા સૂર્ય સામે નિહાળી રહેલ પ્રકાશે કહ્યું.

'આપણે ક્યાં અત્યારના પહોરમાં અધ્યાત્મશાસ્ત્ર ઉખેળ્યું!' પ્રદ્યોત કડવાશથી હસ્યો.

પ્રકાશે એની સામે એકાદ પળ સ્થિર નજરે જોયું ને પછી પાણીનો ઘૂંટડો ગળા હેઠ ઉતારતો હોય તેમ ગળું ગંગાર્યું.

'તમને આટલો બધો ગુસ્સો કેમ ચડે છે?' એના સ્વરમાં મીઠાશ ઉમેરાઈ.

'આવેસાચ કહ્યું! મને આવા લેહિક પર ગુસ્સો ચડે છે' બધા ખડખડાટ હસી પડ્યા.

'એમાં શું નવું કહ્યું?' પ્રકાશ પ્રદ્યોત સામે જોઈને બોલ્યો.

ગમુએ આવીને કહ્યું 'દાતણ કરી લીધું? અચ્છા ખડે હો જાઓ, ચલ આગે, વાંકા નીચું, લે પાણી, ખડે હો જાઓ, ફિરસે મો, ચલ આગે, એક જાઓ.'

પ્રકાશ હુકમોનું યંત્રવત પાલન કરતાં વિચાર કરતો હતો કે આનામાં ક્યાં ગૂંચ પડી હતી?

ફાટક ઊઘડવાનો અવાજ સંભળાયો. ઓસરીમાં બેઠાં બેઠાં વાળતો ઝાડુવાળો ઊભો થઈ ગયો. જેલર અને ડેપ્યુટી જેલર આવતા હતા બન્ને પાછળ ચક્કરનો હવાલદાર ને પોલીસ હતા.

રામુનો હુકમ સંભળાયોઃ 'પગ ધોઈ લીધા? અચ્છા ફિરાવ મેં...'

જેલર અને ડેપ્યુટી જેલર વાતો કરતા હસતા હસતા ચાલ્યા ગયા.

'એણે શું કહ્યું? ખબર પડી?' એમના ગયા પછી પ્રકાશે કહ્યું: 'એ કહે કે આ છોકરાઓ રવિવારે કામ કરવાની ના પાડે છે. પણ એમને ખબર ક્યાં છે કે એ તો હજુ દર્પણના ચંદ્રમા જેવું છે.'

'ચંદ્રમા ન મળે તો કાંઈ નહિ પણ દર્પણ તો ભાંગી નાખશું.' પ્રદ્યોત બોલ્યો ને હસી પડ્યો

'પેલી બાજુ કેટલાક છે?' પ્રકાશે ધીમેથી પૂછ્યું.

રામુને થયું કે આ પોતાને પૂછ્યું હોત તો?

'હું અહીં આવ્યો ત્યારે બે જ જણ હતા. એક દાદાજી ને એક કોઈ બીજા. પગ પર હાથ નહિ મૂકવા માટે આવેલા' પ્રદ્યોતે જવાબ આપ્યો

'હું ધારું છું કે એ જ ભાઈ કાલ આવ્યા હતા.'

'ક્યારે? બપોરે?' નારણભાઈએ પૂછ્યું

'હા. દાદાએ ખબર પૂછવા મોકલેલા.' ફરીને પ્રકાશે રામુ સામે જોયું. એની હાજરીમાં ત્રણેની આ વાત અનિચ્છનીય હોઈ રામુ આઘું જોઈ ગયો.

'દાદાને કેટલી સજા છે?'

'હું ધારું છું કે વીસ વર્ષ.'

'ત્યારે તો એમનો ઇતિહાસ પણ સાંભળવા જેવો હશે.' મનોજે કહ્યું.

'હા એ તો એમ જ. એમની જિંદગી થોડી જ આપણા જેવી સરલ છે? એમને તો હાથમાં માથું લઈને ફરવાનું—જંગલમાં કે નદીમાં, પર્વતમાં કે ખોમા, એકાદ નિર્જીવ ગામડામાં કે સ્મશાનમાં પડ્યા રહેવાનું ને આવી સમગ્ર સલ્તનતના હરીફ કહેવડાવવાનું' પ્રદ્યોતે કહ્યું જાજરૂ જઈ આવીને પ્રકાશ બેઠીને વાધરી બાધતો બાધતો એ સાભળતો હતો

'ને એને જ જિંદગીની મોજ માનવાની' પ્રકાશે કહ્યું 'પણ હવે સાથે રહીશું એટલે કોઈક દિવસ બધુ જાણશું'

'આપણે ચાલો કોટડીમા જઈએ, હમણા કાજી આવશે' મનોજે કહ્યુ

પ્રકાશ અદર ઊભો ઊભો કાંજી પીતો હતો ત્યાં પગથિયા ઊતરીને પાછલી હાર તરફ આવતા દાદાજીને જોયા

'કેમ મહારાજો ત્યા આવવુ છે કે!' બકડા શબ્દ વપરાતો સાભળી સૌ હસી પડ્યા

'આજે વાર્ડરે એને પૂછી જોયુ કે તમને ત્યા આગલી હારમા લાવે? એ એક જ વાર્ડર છે ને સૌ અમે બે જ જણા છીએ એટને ત્યા લાવવામાં એને કંઈ વાંધો નથી એ માઈ બો યો નથી. એટને બનતાં સુધી આજ તમે ત્યા આવી જશો' દાદા ઝડપથી બોલતા હતા

કોઈ કાંઈ બોલ્યુ નહિ

'તમે ત્રણ જણ તો મૂળ કાઠિયાવાડના ને આ એક ભાઈ બેડાના ખરુ?'

પ્રકાશે હકાર ભણ્યો

'તમારે ત્યાં નાકરની લડત ચાલે છે?' એમણે નાગણભાઈ ને પૂછ્યુ.

'આખુ ગામ નહિ, છૂટક છૂટક જણાએ ના પાડી છે'

'કેટલા હશે?'

'લગભગ પચીસેક હશે.'

'ને આખા ગામમા ઘર કેટલાં?'

'ઘર તો ગામમાં ત્રણસો; પણ અમારાં પાટીદારનાં તો સો હશે. બાકી ધારાળા ને વાણિયા-બ્રાહ્મણનો વરણ'

'તે મહેસૂલ નહિ આપવામાં માત્ર પાટીદાર જ છે?'

'હા. પણ એ બધાયની સહાનુભૂતિ ખરી.'

'હા, એ તો એમ જ ચાલશે. સમૂહગત સામનાનાં બીજ તો વ્યક્તિઓ જ વાવે ને?'

પ્રકાશને એ જાણે સત્યાગ્રહના નેતા હોય તેટલી ઝીણવટથી પ્રશ્ન પૂછતા જોઈ આશ્ચર્ય થયુ. પ્રકાશને તો કઈક એવો ખ્યાલ હતો કે ક્રાંતિકારી એટલે એને સત્યાગ્રહ શુ છે ને કેવો છે એ જાણવાની બહુ ન પડી હોય, બહુ બહુ તો એટલુ પૂછે કે તમારે ત્યાં જુલમ કરનાર કોણ છે ને કેવાક છે? એને બદલે આ તો, ગામ, વસ્તી ને નાકરની હિલચાલની એકેએક બાજુના પ્રશ્નો પૂછતા હતા. એકેએક પ્રશ્નને મગજમા ઉતારી એનુ મૂળ શોધતા હતા.

'ઠીક–ચાલો.' એ 'ચાલો' પર ભાર મૂકી એક ડગલુ આગળ ગયા. બારણામા હાથ નાખી મનોજને ગાલે ટપલી મારી.

'ક્યાં વાગ્યુ હતુ કાલે!'

'મને તો થોડુ જ વાગ્યુ હતુ પ્રતાપભાઈને લોહી નીકળ્યું હતું.' એણે પહેલી કોટડી તરફ આંગળી ચીંધી

'એમ?' પ્રકાશ તરફ મો ફેરવીને એ થાંભલાને ટેકો દઈ ઊભા. ચારે જણા એમને જોઈ શકતા હતા.

'એમાં એનો શુ દોષ? પરિસ્થિતિ કોને પશુ નથી બનાવતી! અમારા લોકોને અહીં સસ્કાર જ એવા પડે છે ત્યા શું?' સામે વરધી લઈને આગલી ઓસરી તરફ જતા રામુ પર નજર ફેરવી

એમણે કહ્યું: 'અહીંયાં અમે રોટલાના ટુકડા માટે કે ભાજીના ફોડવા માટે લડીએ છીએ; બીડીના કટકા માટે માણસની બુદ્ધિ ને હૈયું ન માને એટલી કિંમત આપીએ છીએ. અમારી પાસેથી જીવનનો આનંદ, અરે જરૂરિયાતો સુદ્ધાં ઝૂટવી લેવામાં આવ્યાં છે, રહેવા દીધી છે માત્ર અસંતોષી વૃત્તિ—જે ઉશ્કેરાય છે ને ઝનૂનમાં ને ઝનૂનમાં પડતાં પડતાં આપણે ક્યાં સુધી ઊતરી જઈએ છીએ?' એમના અવાજમાં નહોતું દર્દ, નહોતી કઠોરતા, નહોતો ધિક્કાર કે નહોતો રોષ, હતી પત્થર જેટલી લાગણીહીનતા ને અસ્પૃશ્યતા. બધા સ્તબ્ધ થઈને સાંભળી રહ્યા.

'તમે 'અમે' એમ શા માટે બોલો છો?' પ્રકાશે ઘણી વારે શાંતિનો ભંગ કર્યો.

'ત્યારે શું કરું? હું એમના માંહેનો જ છું અમે પોલિટિકલ પ્રિઝનર્સ ગણાતા જ નથી હજુ યે...બોમ્બ કેસના એ આરોપીઓ પકડાયેલા ચક્કરમાં કામ કરે છે. અમે અને બીજા ગુનેગારો વચ્ચે કાંઈ જ ભેદ ગણવામાં આવતો નથી, રાજકીય કેદી એ શબ્દ તો તમે આવ્યા ત્યારથી જ વપરાવા માંડ્યો. અને તે અમને ક્રીમીનલ્સ ગણે એમાં હું તો કાંઈ જ આશ્ચર્ય જોતો નથી બહાર ભલે શસ્ત્રધારી કેદી તરીકે ગણાતા હોઈએ. અહીં તો મારી જાતે એવો ભેદ હું ઊભો પણ નથી કરતો. વાસ્તવિક રીતે આપણે તો વધારે ભયંકર ગુનો કરીને અંદર આવ્યા છીએ. એણે તો એકાદ વ્યક્તિને નુકસાન કર્યું, જ્યારે તમે અને અમે તો તખ્ત ઉપર સીધો હુમલો કર્યો છે; એટલે તમારી—આપણી પ્રત્યે સત્તા વધુ સખત બને એમાં જરા ય નવાઈ પામવા જેવું છે? ઊલટું જો તમને આ સ્પષ્ટ સમજાય તો એમ જ થાય કે આટલી બધી છૂટ એ આપણને કેમ આપે છે? એની પાછળ એક જ કારણ છે અને એ સુધારાજ ને પ્રજાજાગૃતિ. પણ આ તો હું આડો ઊતરી ગયો. આપણે સૌ ક્રીમી-

નલ્સ જ છીએ એની વાત થઈ; પણ તમે મને એ પૂછતા હતા કે હું મારી જાતને શા માટે એમની સાથે ભેળવું છું ખરું? આ બધા દુઃખિયા ને પીડિતની વહારે આપણે ધાઇએ કે ન ધાઈએ, પણ એમના પર ઘૃણા ન દર્શાવીએ. ને એમને તમે સમજો તો ઘૃણા દર્શાવવા જેવું છે પણ શું! એમના તરફની ઘૃણા નાબૂદ કરી એ પ્રત્યેકના જીવનપ્રદેશ પર એકાદ દૃષ્ટિ નાખશો તો તમને તમારી જાત પર ઘૃણા ઉત્પન્ન થવાની. ને એક વખત એ પલટાયેલી દૃષ્ટિએ એમને તપાસતાં શીખશો એટલે જોજો કે જેને તમે 'ક્રીમીનલ્સ' ગણીને અસ્પૃશ્ય ગણ્યા છે તે તમને કેટલા ઉપયોગી સાથીદારો થઈ પડે છે.'

'તમે આ વસ્તુનુ ચિંતન જેલમાં જ કર્યું કે બહાર?'

'જેલમાં જ આ બધુ હું શીખ્યો હોઉં તો યે શુ ખોટું છે? સમજણ ગમે તે દિવસે આવે તોપણ આવકારદાયક છે ને?' દાદાએ કહ્યું.

'પણ જો બહાર .' પ્રકાશ બોલતા અચકાતો હતો.

'હા, હા, હું સમજ્યો.' ને ખડખડાટ હસી પડ્યા 'તુ એમ કહેવા માગે છે ને કે આ ફિલસૂફી તો અહિંસા ને પ્રેમની ફિલસૂફી છે ખરું? ને જો એ હુ જાણતો'તો તો શા માટે મેં આમ કર્યું ખરું?'

પ્રકાશે મૂગા મૂગા માથુ હલાવ્યું

'શાબાશ, તમે મને બરાબર પકડ્યો, પણ હમણા એ નહિ સમજો. કોઈક વાર કહીશ...પણ તમે શી બહાદુરી કરીને આવ્યા?' દાદાએ વાતને ઊથલો મારતાં કહ્યુ.

'કાલે રવિવાર હતો ને બધાને કામ કરવા કાઢ્યા. અમે ચારે જણાએ ના પાડી એટલે '

'બધા કરતા હતા તો પછી તમે શા માટે ના પાડી?' એમણે પ્રકાશ જે ગભીર થઈને ઊભો હતો તેના તરફ ફરીને ઊલટ તપાસ આદરી.

થોડી વાર રહીને પ્રકાશે કહ્યું 'હું પોતે તો જ્યાં સુધી સમજ્યો છું ત્યાં સુધી આ બધાને નહિ કામ કરવાનું એક જ કારણ હતું ને તે એ કે આવી રીતે સહન કરતાં કરતાં અમે અમારો સામનો કરવાનો સ્વભાવ ભૂલી જતા હતા આથી પણ વધુ અન્યાયો અમારામાંથી કેટલાકે સહન કરી લીધા છે, એટલે એમને આ વસ્તુ અન્યાયભરી લાગતી નથી અમે એવી કક્ષાએ પહોંચવા માગતા ન હતા અને બીજું '

'હા, ત્યારે જ જુવાની પ્રમરે છે બાઈબલનું એક વાક્ય છે કે 'Resist not the evil' જુવાનોને સાધુ બનાવનારાઓ આવાં વાક્યોનો બહુ ઉપયોગ કરે છે પણ એમને ખબર નથી કે દુષ્કૃત્યનો વિરોધ ન કરો એનો અર્થ એ નથી કે એને તમે તાબે થઈને તેજોવધ થવા દો. મારો દાખલો આપું હું જુવાન હતો તે બળમાં સાર્જન્ટ-ટોપાવાળો સાહેબ એટલે ગામડિયાઓનો કાળ ટ્રેનમાં પણ એ લોકો જે ડબ્બામાં બેઠા હોય ત્યાં કોઈ કાળા માણસથી ચડાય નહિ, ચડે તો આવ્યો જ નહિ, આવી સ્થિતિ હું પણ એ વખતે ગોરાઓ દેવોથી બહુ બીતો પણ મારે તો એ બીક કાઢવી હતી બોનો, હવે હું શું કરું તો મારી બીક જાય? મે તો જ્યારેજ્યારે ગાડીમાં બેસવાનો પ્રસગ પ્રાપ્ત થાય ત્યારે જે ડબ્બામાં એ લાલમાહેબો બેઠા હોય ત્યાં જ ચડવા માંડ્યું ને પરિણામે ચાલતી ગાડીએ ઢકઢુઢ જામતું મારું ને માર ખાઉં એવા થોડાક પ્રસગ પછી મારો ડર તદ્દન નીકળી ગયો. આવી રીતે સામનો ન કર્યો હોત તો મારો વિભ્રમ ત્યાં જ અટક્યો હોત. એટલે હું તો જુવાનોને એક જ વસ્તુ કહું છું કે Resist the evil.' ઉત્સાહમાં ને ઉત્સાહમાં એમને ખ્યાલ ન રહ્યો કે તેમણે પ્રકાશને વચમાંથી બોલતો અટકાવ્યો હતો

ને વાત પૂરી થતાં પ્રકાશ પણ ભૂલી ગયો કે તે કાંઈક કહેતો

માગતો હતો. બધા આ રીતે આ અસામાન્ય માણસના વ્યક્તિત્વમાં તણાયે જતા હતા ત્યાં રામુ મુંજની ઝૂડીઓ લઈને આવ્યો ને બધાને એકએક આપી.

'આ બધું ખલાસ કરવાનુ છે?' મનોજે પૂછ્યું.

રામુએ મૂક સંમતિ આપી.

'એ તો આખો દિવસ બરાબર બેસશો તો જ પૂરું થશે. ચાલો તમે તમારું કામ શરૂ કરો.' બધા તરફ એક હાસ્ય વેરી દાદા ચાલતા થયા.

પ્રકાશે એમને જતા જોવા સહેજ આંખ લંબાવી, ને પાછો વિચારમાં ડૂબ્યો. એણે જે સાંભળ્યું તે યાદ કરવા માંડ્યું. એને થયું કે તે આમ શા માટે બોલતા હતા? ક્રાંતિકારી છતાં અહિંસક જેવી વાતો, ને એ બધી વાતો કરવા છતાં અજબ જેવી શાંતિ ને નિર્લેપતા, મીઠું ને આકર્ષક હાસ્ય, તેજસ્વી ને દયામય આંખો, ઝડપથી પરિચય વધારી માણસને પોતાનો કરી લેવાની એમની શક્તિ, આ બધા એમના જીવનને અટપટું છતાં રસમય કરી મૂકતાં હતા.

વિચારમાં ને વિચારમાં પ્રકાશે પાણીનો ચંબુ લેવા ઊંચું જોયું તો રામુ હજુ ત્યાં જ ઊભો હતો. એના એક હાથમાં સાબુ હતા. પ્રકાશે સહેજ ઊંચું જોઈને પૂછ્યું: 'કેમ?'

'મણિભાઈએ સાબુ મોકલ્યા છે.'

'મણિભાઈએ! કોના માટે?'

'તમારા માટે.'

'એ તો 'બી' ક્લાસમાં છે ને?'

'પણ હમણાં એ ઇસ્પિતાલમાં છે. કાલ હું મળ્યો હતો ત્યારે એમનું નામ દઈને તમને સાબુ દેવાનું કહ્યું છે.'

'ઇસ્પિતાલમાં શા માટે છે? કેમ કાંઈ તબિયત ઠીક નથી?'

'એ તો ઘણા વખતથી સીકમાં જ રહે છે.'

'હવે મળે ત્યારે એમની તબિયત કેમ રહે છે તે પૂછી જોજો ને કહેજો કે હું ખુશીમા છુ એ માગ મોટાભાઈ જેવા જ છે ઘણા વખતથી સાથે જ કામ કર્યું ' સાબુ લેતા પ્રકાશે કહ્યુ બોલતા બોલતા પ્રમશને લાગ્યુ કે 'તમારે' કૃત્રિમ લાગતું હતું પણ તુંકારે બોલાવવાનું એને મન થયુ નહિ

'તમારે નાહવુ હોય ત્યારે સાબુ લઈ જજો' પ્રકાશે ગમુ ને કહ્યુ

'અમને તો જે જોઈએ તે મળી રહે છે, તમને આથી વધાર જોઈએ તો લાવી આપુ '

'એ તો એમ જ હશે પણ ભાઈએ બીજુ કાંઈ કીધુ છે?'

'ના, ના, કહે કે કાંઈ જોઈતુ-કરતુ હોય તો મારી સાથે કહેવ ાવવુ '

હાન તો કાંઈ મ્હેવગાવવાનુ નથી તબિયતના સમાચાર પૂછી જોજો '

'જરૂર જરૂર' પોતાને કામ ચીંધાતુ જોઈ રામુને આનદ થયો

'આ એક સાબુ મને જને આપો ને એક તે પડીની કોટડીવાળાને આપો મનોજ, અખિભાઈએ ગોદરેજના બે સાબુ મોકલ્યા છે એક તારી પાસે રાખ ને એક પ્રદ્યોતભાઈને આપ. હું ને નારણભાઈ સાથે વાપરશુ ગમુ પગે શુ થયુ છે?' ગમુ જતો હતો ત્યા એનો પગ લચમનો જોઈને પૂછ્યુ

'કોણ જાણે કાલથી આમ થઈ ગયો છે તે જા પર મેનાનો જ નથી '

પ્રકાશે જોયુ કે એને આ બોલવુ ગમતું ન હતું

'તે સવારે ડોકટરને નહિ બતાવ્યુ હોય?'

'સાંજે બતાવશુ એ તો ' કહીને એ ચ વનો ગો

રામુ મનોજ પાસે ગયો.

'આ શું થયું છે!'

'તેં કાલે જ હતુ માર્યું ને ભૂલી ગયો!' મનોજનું મુક્ત ને ખડખડાટ હાસ્ય સંભળાયું.

'કેમ શું છે મનોજ?' પ્રકાશે બારણાની નજીક ખસતાં પૂછ્યું.

'આ તો આ રામુ કપાળનું ઢીમણું જોઈને મને પૂછે છે કે શું થયું છે! તે હું એને ગઈકાલે બપોરની યાદ આપુ છું. જરા પ્રકાશભાઈનું માથું તપાસી જો કે એને કેવું લાગ્યુ છે!'

રામુ ધીમે પગલે પાછો પ્રકાશ પાસે આવીને ઊભો રહ્યો હતો. એના મુખ પર અનુકંપા ને ગમગીની હતાં. એ મૂગો ઊભો રહ્યો.

'તમને કેવું લાગ્યું છે એ એને જરા જોવા દો' મનોજનો અવાજ આવ્યો.

'ના, ના, એમાં શું જોવાનુ હતું. સહેજ લાગ્યુ હતુ એ તો! એમાં એનો શો દોષ? એ તો ચિઠ્ઠીના ચાકર.'

રામુ જ્યારે પાછો આવ્યો ત્યારે એ આશાએ આવ્યો હતો કે પ્રકાશ એના માથામાં ક્યાં લાગ્યુ છે તે બતાવશે. એટલે પોતે ત્યાં હાથ ફેરવશે. એનું રાતનું કલ્પના-સ્વપ્ન સાચું થશે. પણ પ્રકાશે તો એ બતાવ્યું નહિ ને એમ કરવાનું કહેવાની રામુની હિંમત પણ ચાલી નહિ. નીચે જોઈ એ ડગક ડગક કરતો ચાલ્યો ગયો. પાછળ શબ્દ સંભળાયા:

'આપણે એને આ વસ્તુ ભુલાવી દેવી જોઈએ. જાણે કે બની જ નથી.'

## : ૧૪ :

પ્રદ્યોતભાઈ? દાદા શું કરે છે? કાલે તો આવ્યા જ નહિ.' આટા મારતા મારતાં પ્રકાશે પૂછ્યું

'કાંઈક લખવામાં પડ્યા છે, કાને સવારે દાતણ કરતાં કરતાં વાતો થયેલી, તમે નહોતા?'

'ના. શા ઉપર થયેલી?'

'આપણે આવ્યા તે પહેલાં એ શું કરતા હતા, સેપરેટમાં શા માટે આવવું પડ્યું, વગેરે. તમને ખબર છે કે પહેલાં એ ઓફિસમાં કામ કરતા?'

બન્ને જણાએ બારણાના સળિયા પકડી વાતો કરવા માંડી. એકાંત કેદમાં આવ્યા પછી આમ કલાકો સુધી ઊભા રહી, બહાર ચાલતો સહેજ પણ સંચાર સાંભળવાની એમને ટેવ પડી ગઈ હતી. દરેક કેદીને ટેવ પડી જ જાય છે—કારણ કે ત્યાં આંખની જગ્યા કાન લે છે.

'એ તો કહે કે સુપરિન્ટેન્ડેન્ટ સરસ માણસ છે, એકદર બનો તો ખરો માત્ર આ જેલર હુમ જ ભામટો છે. એ આવ્યા પહેલાં દાદા લગભગ આખી ઑફિસ સંભાળતા. સુપરિન્ટેન્ડેન્ટના ઓફિસને અવકાશે ભણાવતા. પણ હુમ આવ્યા પછી જરા જરામાં એમને વાંધા પડવા માંડ્યા. હુમને આપણે—એટલે હિંદીઓ—આંખે દીઠા ન ગમીએ, ને દાદાનું તો પૂછવું જ શું?' પણ તો ય આપણે આવ્યા ત્યાં સુધી નભ્યું. આપણે આવ્યા પછી થોડાક દિવસે સુપરિન્ટેન્ડેન્ટે એમને બોલાવ્યા ને કહ્યું કે 'આપણે આ

લોકો સાથે ભળવાનું નહિ હો !' દાદા તો ત્યારે ને ત્યાં જ ઓફિસ-નો ચાર્જ છોડી અહીં ચાલ્યા આવ્યા. હુમને કહી દીધું કે 'તું જો મારી પાસેથી એવી પરિસ્થિતિમાં કામ લેવા માગતો હોય કે જેમાં હું ગજકીય કેદીઓ સાથે ભળું જ નહિ, તો એ નહિ જ બની શકે ' અત્યારે પણ એમને ચક્કર બહાર કાઢવા હોય તો યે હુમને પુછાવવું જોઈએ. એ તો આપણને જ અહીં લાવ્યા, કારણકે 'ફ્રેંટેર ટ્રાઈબ'વાળી કોટડી ભગાઈ ગઈ છે. બાકી દાદાની સાથે આપણને લાંબો વખત ભળવા દે એવી હજુ યે આશા ન ગખવી. હુમને તો એમની પ્રત્યે એટલી દાઝ છે કે વાત નહિ પણ સુપ-રિન્ટેન્ડેન્ટ પોતે એમની સાથે અમુક રીતે વર્તતા હોય જેલના વોર્ડરો એમને માન આપતા હોય, ત્યાં એનું કેટલુંક ચાલે 'કેટલાક વોર્ડરો તો એવા કે રોજ એમના દર્શન કર્યા વગર રહે જ નહિ'

'એમણે શા માટે ના પાડી એ તમે પૂછેલું ?'

'ના, ના, એ તો સમજાય એવું છે કે આપણને મળવાની એમની ઇચ્છા હશે ને એ ઇચ્છા પર દાબ મૂકવો એ એમને ઠીક નહિ લાગ્યું હોય '

'પણ એથી ફાયદો શું થયો ? અહીં આવ્યા તો ઊલટા ન મળી શક્યા ત્યાં રહ્યા હોત તો એક યા બીજી રીતે આપણને જ ઉપયોગી થઈ પાત અને એ જાતની પોલિસીમાં તો બધા ક્રાંતિ-કારીઓ માને છે. કેમ બરાબર નથી ?'

'તમે આજે પૂછી જોજો ને '

'હા, આજે એ વાત પૂછવાની થઈ એક તો આ અને બીજી એ કે તેઓ આટલો ઉત્સાહ આજ સુધી કેવી રીતે ટકવી શક્યા છે તમને આશ્ચર્ય નથી થતું કે આટઆટલા સંકટો, આટઆટલી નિષ્ફળતાઓ, કાર્યસિદ્ધિની અશક્યતા દેખાતા છતાં—અનુભવતા છતાં—આવું પુરુષાતન કેવી રીતે જાળવી શક્યા છે ? એમની વાતો

સાંભળીએ છીએ ત્યારે એમ થાય છે કે હજુ ગઈકાલે જ જેલમાં આવ્યા હોય ને ! એટલો જ આનંદ ને ઉત્સાહ–એટલી જ આશા ને અડગતા ! જ્યારે આપણે તો ૭ મહિના સજા ભોગવી આવ્યા એટલે જાણે જબરી દેશસેવા કરી આવ્યા ન હોય ! નારાયણ ને એક વર્ષ પૂરું ભોગવવું પડે તો તો પોતે એમ જ માને કે આપણે તો આપણી ને બાપદાદાની બધાયની વતી સેવા કરી આવ્યા હવે બે પેઢી સુધી–એ સેવાના ડીમડીમ વગાડશું તો ય કોઈ પૂછવાનું નથી '

' ને વળી ૭ મહિનાની સજા પછી તબિયત તો બગડવી જ જોઈએ, વજન તો પાંચ–પંદર પાઉન્ડ ઘટવું જ જોઈએ એ વગર તો જેલ જ ભોગવી ન ગણાય ! ' પ્રદ્યોતે કહ્યું

' બહાર તો કોઈ દી વજન કેટલું છે એની યે ભાઈને ખબર નહિ હોય. પણ અહીં પેલું વજન થાય ને એટલે છૂટ્યા પછી ઈ વાત કરવાની સૂઝે ' નાગજીભાઈએ દૂરથી સૂર પુરાવ્યો

' તમે વળી સાંભળો છો ? ' પ્રદ્યોતે કહ્યું

' સાચેસાચ, એમાં કાંઈ ખોટું નથી મને પોતાને તો બહાર મારું વજન કેટલું છે એ ત્રીશ પહેલાં ભાગ્યે જ ખબર હતી ત્રીશ માં એકવાર જેલમાં આવી ગયા પછી બહાર કોઈ વાર વજન કરાવવાની ઈચ્છા હતી બાકી એ પાછું મેળવ્યું કે નહિ એવો તો ખ્યાલ જ ન આવે જ્યારે અત્યારે તો બહાર રહેનારાને વજન એ હાલરૂપ થઈ પડ્યું છે ' પ્રકાશે કહ્યું

' એ તો કોઈ જાણીતો માણસ હજુ અહીંથી છૂટતો હશે ત્યાં એના કાર્યપ્રદેશનું જાણીતું છાપું એની સાથેનો વાર્તાલાપ બહાર પાડશે, ને નીચે જણાવશે કે ' ભાઈશ્રી ફલાણાનું વજન ૫ઉન્ડ આટઆટલા ઘટ્યું છે–નમળાઈ ખૂબ છે ડોકટરોની ખાસ સલાહ છે કે એમણે અમુક મુદત મુદ્દલ શ્રમ ન લેવો ' પ્રદ્યોતે કહ્યું

પ્રકાશ ને નારણભાઈ ખડખડાટ હસી પડયા.

'છાપાંઓનો સરસ અભ્યાસ કર્યો છે હો! ખબરપત્રી તરીકે સારું કામ કરી શકે.' પ્રકાશે કહ્યું.

'અરે! ખરેખર આમ જ બને છે. તબિયત અને વજને તો આજે ઘર ઘાલ્યું છે. આ આપણી મનોદશા, જ્યારે દાદાજી જેવાનું વજન કેટલું ઘટી ગયું છે, અરે એનું શું થયું છે એ જાણવા સરખી પણ કોને ફુરસદ પડી છે! એમનો ત્યાગ, એમની કુરબાની તો અમાપ છે.'

'ત્યાગ અને કુરબાનીના તો આપણામાં યે એથી કદાચ ઉજ્જ્વળ દાખલા મળી આવે પણ હું એટલું જ નથી ઇચ્છતો. મારે તો એ ત્યાગ અને કુરબાની વખતે–અને તેની નિષ્ફળતા પછી યે–દાદાજીમાં જે શાંતિ, નિશ્ચલતા અને તાજગી દેખાય છે એ જોઈએ. એ જો ન હોય તો ત્યાગ અને કુરબાની ભવિષ્યની એકાદ ક્ષણે સાલે. આપણા માનસને અસ્વસ્થ કરી મૂકે. મારે તો એ ક્યાંથી આવે છે એ જાણવું છે.' પ્રકાશે ગંભીરતાથી કહ્યું.

'તમે શું કહ્યું? મને બરાબર સમજાયું નહિ.' પ્રદ્યોત સહેજ ઊકળી ગયો હતો. એને થયું કે પ્રકાશ હમણાં જ એવું કાંઈક કહેનો હતો કે આપણે ત્યાગની કોટિમાં એમનાથી બહુ પાછળ છીએ ને પાછો અત્યારે જુદું જ કહે છે'

'હું એમ કહું છું કે આજે જે જાતનો ત્યાગ ક્રાંતિકારીઓમાં જોવામાં આવે છે, તેવો કે કદાચ તેથી યે ઉજ્જ્વળ–' એણે 'ઉજ્જ્વળ શબ્દ પર ભાર મૂક્યો. એનો અવાજ મક્કમ છતાં સહેજ ચડકતો હતો.

'આપણામાં છે એમ તમારું કહેવું છે ખરું ને?' પ્રદ્યોત વચમાં જ બોલ્યો.

'હા. પણ સાથોસાથ કહું છું કે એ ત્યાગ અને કુરબાની

પછીની વાતમા જે શાંતિ છે, તટસ્થતા ને અવિચલતા છે તે સૌથી અગત્યનુ પ્રશસનીય ને મેળવવા યોગ્ય લક્ષણ છે' પાછના શબ્દે શબ્દે ભાર મૂક્તા પ્રકાશે કહ્યુ

'હુ એ નથી પૂછતો હુ તો એટલુ જ માગુ છુ કે આજના ક્રાંતિકારીઓની હરોળમા આવી શકે એવો ત્યાગ આપણા સઘમા બતાવશો?'

'આપણે ક્યા દૂર જવુ છે? આપણા નારણભાઈ, અરે બારડોલી બોરસદના સખ્યાબધ ખેડુતો—સહુના ખુદાઈ ખિદમતગારો—એ મેરડોમાથી ગમે તેને જુદો તારવો અને કેળવણી—એના સસ્કાર—ધ્યાનમા લ્યો તો તમારા પ્રશ્નનો નિકાલ સહજ છે એક અજ્ઞાન ગરીબ ખેડૂત નહિ અક્ષરજ્ઞાન નહિ કઈ સામાન્ય જ્ઞાન દેશના ઇતિહાસ કે ભૂગોળનુ જ્ઞાન તો ક્યાથી જ હોય? એની સમાજના નીચલામા નીચના થરની એક વ્યક્તિ પોતાનુ હૃદયકૂટય શરણા હીન ઘર જિંદગીની દોરી સમ જમીનનો એકાદ ટુકડો અરે પ્રભાત સમ નિર્મળ ને આશાવત બાળકો સૂર્યાસ્ત સમ શાંત ગભીર અને વદનીય માતાપિતા ને મધ્યાહ્ન સમ તેજસ્વી પોતાની જાત સુદ્ધાંને રાષ્ટ્રના નામ પર હોમી દે છે એ ત્યાગ એ કુરબાની કેટલા જ્વલત છે એ ખ્યાલ કરી શકો છો?' ઓસરી એના પ્રબળ ભાવમય શબ્દોથી ગાજતી હતી

'જે જગતમા આથડે છે પોતાના કુટુબના નિવાસસ્થાન માટે ઘરતી ઝાંકારો ભણે છે તો યે એ નિરાશાની સામે બાખડે છે તમે એ સ્થિતિનો ખ્યાલ કરી શકો છો? કાળી મહેનત કરીને ઊભા કરેલા લીલાછમ પાકમા આગ મૂકવી—પોતાના બચ્ચાંની ગરદન પર છૂરી મૂકવી એ કામ એને એટલુ કઠિન નહિ લાગતુ હોય? જીવન શક્તિનુ ટીપેટીપુ રેડીને ઊભી કરેલી ઇમારતમાથી વિદાય લેવી એ પર સર્વથ વિરલ છે પણ એ ઇમારતને એ જીવનપ્રાણને—

એક આદર્શને ખાતર તોડીફોડી નાંખી એની રાખને પગ તળે છૂંદી નાખવી એ તો અવર્ણનીય વીરત્વ છે. ને આદર્શ એટલે તો શું એ ખબર છે ને? ન પહોંચાય એવી સત્ય કલ્પનાના એ પ્રદેશમાં પગ મૂકવા માટે જ એમની વેદના તમે ને હું કય થી કલ્પી શકીએ? ને બદલામાં એમને શું મળવાનું છે? એ મરઘાભાઈ કે એ ફુલાભાઈનું નામ કોઈ સંભારવાનું નથી. કોઈ છાપામાં એમનો ફોટો આવવાનો નથી. પ્લેગમાં મરી જતી એમની માતાઓ, પુત્રીઓ કે પ્રિયતમાઓના સમાચાર સુદ્ધા એમને આ કે પેલા કબ્રસ્તાનમાં કોઈ આપી શકવાનું નથી ને ત્યારે ક્રાંતિકારીઓને શું ગુમાવવાનું છે? જાન પર જેટલું સહન કરે એટલું જ. પ્રજા એનાં ગુણગાન ગાવાની છે, આજે પડેલું રાષ્ટ્ર પણ એમને પૂજે છે. તમે એમ કહેશો કે એમાંના કેટલા યે ફાસીએ ચડ્યા એમનું શું! મારે મન ત્યાગની કિંમત એટલે ત્યાગ પાછળની ભાવનાનું અવલોકન અને સ્પષ્ટીકરણ, કોઈને મન ફાંસી ચડવું રમત વાત હોય ને પાંચ વરસ જેલમાં કાઢવાં એ મુશ્કેલ લાગે. મરહૂમના પગલુંને એ જણને મારી મરી જવું રમત વાત લાગે, પણ આંખનો ખૂણો પણ લાલ કર્યા સિવાય ગાળ ખાઈ લેવી અશક્ય લાગે. કોઈ મૃત્યુ માગે પણ ગોળીથી, પાછળ આવનારાઓ માટે આગળની ખાઈમાં ડુબી જઈ ગાડું બનાવવામાં નહિ. જેમાં જેની જેટલી વધુ વેદના તેમાં તેટલો તેનો વધુ ત્યાગ. આથી હું એમ નથી કહેવા માગતો કે ક્રાન્તિકારીઓ મારી દૃષ્ટિએ આપણા કરતાં ઊતરતા છે. કદી યે નહિ. હું ને તમે તો એના આગળ અલ્પ છીએ. માત્ર હું તો તમારી દૃષ્ટિ આ વસ્તુ તરફ ખેંચવા માગું છું. બાકી માગ મતે તો ત્યાગના માપ ન હોઈ શકે. ત્યાગના માપ થાય ત્યાંથી પુણ્ય પરવારે. જે ત્યાગ વેદનામાંથી જન્મે છે એ વંદનીય છે.' પ્રકાશનો અવાજ વચમાં ચડતો—ઊતરતો થતો હતો. આખરે એણે પૂરું કર્યું. થોડી વાર શાંત રહીને ઉમેર્યું:

'પણ આપણે સાવ ઊંધે રસ્તે ચડી ગયા મુદ્દો તો એની પાછળ જે ભાવના છે એ ગમે તેવા સંજોગોમાં જીવનત રહે એની આવશ્યકતા ઉપર ભાર દેવાનો હતો જો આ વસ્તુ હોય તો માણસ દેવ બની જાય. તમે વિચારી જોજો '

બપોરે દાદાએ આવીને કહ્યું 'તમે બધા એકાંત કેમ છો એ ઘણી વાર ભૂલી જાઓ છો ખરું ?'

'કેમ ?'

'આજ સવારે કેટલો ઘોઘાટ કરતા હતા ? જાણે વ્યાસપીઠ પર ભાષણ આપતું હોય ને !'

'હા પણ દાદા, હજુ ચર્ચા કરતા આવડતું નથી એટલે એમ થઈ જાય છે, બાકી એમત ભેદ જેવું તો આ લાગતું જ નથી. Seperation જ ક્યાં છે ?'

'તમે તો પ્રતીત હોવા પર વાતે ચડ્યા હતા ? કાંઈ બહુ રંગમાં હતા ? મારી ઓરડીમાં પણ સંભળાતું હતું કંઈક હિંસા ને અહિંસા જેવું '

'મૂળ મુદ્દો તો જુદો જ હતો. એનો નિકાલ તમારી પાસેથી લેવો છે એમાંથી અમે આડે રસ્તે ઊતરી પડ્યા ને નાહક ની ચર્ચા કરી '

'તમારે શું મતભેદ હતો ? પ્રતીતને અહિંસા પરથી શ્રદ્ધા ઊઠતી જાય છે ?'

'ના, ના, માણસની માણસાઈ પરથી શ્રદ્ધા ઊઠતી જાય છે '

પ્રકાશને જરા આશ્ચર્ય થયું કોને સંબોધીને આ વાક્ય બોલાયું હતું ?

'અમારે મતભેદ જેવું ખાસ ન હતું ' પ્રકાશે ઉતાવળે શરૂ કર્યું મૂળ મુદ્દો એ હતો કે મુશ્કેલીઓ સાથે આથડતા પણ જીવન નો આનંદ એવો ને એવો રહે એમાં કયું તત્ત્વ આવશ્યક છે ?

'પણ કાંઈ જવાબ મળતો નથી.

'એ ફરીથી પૂછે છેઃ

''મારી મન કામના પૂર્ણ થશે ?'

'અંધકારમાંથી એક અવાજ આવે છે

''તેમાર પન શી ? તારી મન-કામના પૂર્ણ કરવા તુ શું પણ લઈ શકે તેમ છે ?'

''જીવન સર્વસ્વ-સમસ્ત જીવન.'

'ત્યારે એ અવાજ ખડખડાટ હસી પડે છે.

''જીવન તુચ્છ—સહલેઈ ત્યાગ કોરીતે પારે. જીવનમાં શું ? સહુ કોઈ જીવ તો આપી શકે.'

'ત્યારે જુવાને પૂછ્યું. 'આર શી દીબ ? આર શી આ છે ? ત્યારે શુ દઉં ? મારી પાસે બીજું શું છે !'

''ભક્તિ.' જવાબ મળે છે.'

દાદા ઘડીભર મૂંગા રહ્યા. કારણકે એમનું હૃદય હવે મૂક વ્યાખ્યાન આપતુ હતુ. દાદાએ પાછું શરૂ કર્યું:

'શ્રદ્ધા, પ્રેમ, સેવા એ બધા અધૂરા શબ્દો છે. ભક્તિમાં એ બધાનો સમાવેશ થાય છે. આદર્શસિદ્ધિને ખાતર એ ભક્તિ આવશ્યક છે. ભક્ત સુખદુઃખનો સવાલ નહિ ઉઠાવે સફળતા–નિષ્ફળતા એની પાસે પવનની માફક સરી જાય છે. એને તો એક જ વસ્તુની પરવા હોય છે ને તે પોતાની અવિચળ ભક્તિની. એમા જ એની સિદ્ધિ છે, એમાં જ એનુ સ્વર્ગ છે, પછી તે માની (ભક્તિ) હોય, પ્રભુની (ભક્તિ) હોય, એક પત્થરની (ભક્તિ) હોય, કે દરિદ્ર–સમુદાયની હોય. એવાને મન આદર્શ એ કલ્પના નથી રહેતી. એ તો હસતી, કૂદતી, જીવંત પ્રતિમા બની જાય છે. ભક્તિનો જેટલો વધુ વિકાસ તેટલો ભક્તનો વિકાસ. માગ કે ગમે તેના વિકાસ પાછળ આ એક જ તત્વનો વિકાસ છે.'

: ૧૫ :

બહાદુર માણસ પ્રેમ કરી શકે છે કારણકે એનામા નિર્ભયતા છે એ મૈત્રીનો સ્નેહ અર્પી શકે છે કારણકે એનામા કદરદાની ને ક્ષમા છે

ગમુનો પ્રેમ પણ દહાડે દહાડે વધતો જતો હતો બધા સવારના સાડા દસ સુધી એટલે સુપરિન્ટેન્ડેન્ટની શેન આવી જાય ત્યાં સુધી કામ કરતા પછી આખો દિવસ વાતો કરવાનુ ને હસવાનું ચાલતુ, વરધી લેનાર અમલદાર રામુને ઓછી વરધી હોવનુ પૂછતો તો એ કાઇક ને કાઇક ઓરા ગોકડી દેતો

'આજ તો એક આદમીકો શુખાર આયા હૈ' 'હો-તીન આદમીકો ઑફિસ પે લે ગયા થા' ઇત્યાદિ, બપોરના દાદા આવતા અને અનેક વિષયો ઉપર પોતાના, બીજાના અનુભવો સમજાવતા એમની પાસે ભારતના ડોશીપુરાણથી માંડીને તે રશિયાના સમાજવાદ સુધીનુ વિશાળ ક્ષેત્ર વાતો માટે ખુલ્લુ પડ્યુ હતુ એમને જો એકાદ પ્રશ્ન પુછાતો તો પછી વધારે પૂછવાપણુ રહેતુ નહિ પ્રશ્નના ઉદ્દભવસ્થાનથી તે અંત સુધીમા તેનાથી નીપજતાં પરિણામો, ભૂત, ભવિષ્ય અને વર્તમાનમા એનુ સ્થાન એમ જુદી જુદી રીતે એક વૈજ્ઞાનિક અને તત્ત્વવિદ્દની સાવધતાથી અને સર્વગ્રાહીની દૃષ્ટિએ સમજાવતા કોઈ એમ પૂછતુ કે 'દાદાજી' આટલુ બધુ જ્ઞાન તમે ક્યાંથી મેળવ્યુ ?'

'સુસીબતોએ મને આ બધુ શીખવ્યુ' એ કહેતા 'આપણે જે રીતનુ જીવન જીવવાનુ છે, એમાં આ જાતની જીવનશક્તિ

ને તત્પરશીં અભ્યાસ બહુ અગત્યનાં છે. જગત બહુ ઝડપથી આગળ વધે છે, જો હું આટલું વિચારું નહિ તો જડ બની જાઉં, મારા જીવનમાં કાંઈ તેજસ્વિતા ને નવીનતા ન રહે ને એવા જીવનમાં રસ શું છે !' મનોજને માથે હાથ ફેરવી કહેતાઃ 'જો હું બહાર હોત તો આ લાડકાને સાથે જ રાખત.'

બધા આવું કાંઈક સાંભળતા ને નિત્યજીવનમાં કાંઈક બળપ્રેરક, કાંઈક નવીન અનુભવતા. રામુ પણ આ બધું સાંભળતો, ન સમજવા છતાં સમજ્યા જેવું ગંભીર મુખ રાખતો, વાત થઈ રહ્યા પછી એ મનોજ પાસે જઈ બેસતો. એને મન બીજા બધા બહુ મોટા મોટા મહાત્મા લાગતા ને મનોજ ત્યારે સાવ નાનકડો પોતાની જાતને ય ન સંભાળી શકે એવો બાળક લાગતો, છતાં એને મન એ ખૂબ ખૂબ જાણતો હોય, એના નિર્દોષ હાસ્ય અને અસ્પષ્ટ વાણીમાં એને જ્ઞાનના ભંડાર ભર્યા હોય એમ લાગતું. પોતાના ઘરના ભાથામાંથી, એનો અર્ધો હિસ્સો એ લખાવીને જ આવ્યો હોય એમ વર્તતો ડુંગળી, લસણ, મીઠું વગેરે કંઈ કંઈ ચીજો એ ભાવિકની શ્રદ્ધાથી એની પાસે ધરતો ને દેવ શરૂઆતના દિવસોમાં નકારતા. એને ખબર ન હતી કે દેવને પણ એક દેવસ્થાન હતું. બપોરના કોઈ કોઈ વાર એ મનોજને પોતાની વાત કરતો, પોતે અમલદારોને કેમ થકવ્યા, ગળામાં રૂપિયા ગબતા કેમ શીખ્યો, જેલમાં પહેલાં કેવો ત્રાસ હતો ઇત્યાદિ. સ્વરાજની લડત, ગાંધી મહાત્મા ને મનોજના ઘર વિષે એ એવા બાલિશ પ્રશ્નો પૂછતો કે મનોજને જવાબ દેવા કરતાં સવાલો સાંભળ્યા કરવાનું જ મન થતુ મનોજની કલ્પનામાં એ કોઈ વાર મૂર્ખો, કોઈ વાર લુચ્ચો તો કોઈ વાર નવલકથાનો વીર બની જતો.

એક દિવસે પ્રકાશે એને કહ્યુઃ 'રામુ તારી પાસે કેમ ખીલે છે ? વિચાર કરી જોજે જોઈએ.' એણે આ કોયડો ઉકેલવા પ્રયત્ન

કરવા માંડયો. 'શા માટે એ પોતાની આટલી બધી કાળજી રાખતો હતો ? પોતે બાળક હતો એટલે શું' શું આ વાત્સલ્ય હતું ?'

એક દિવસે એનો કોયડો ઉકલી ગયો. જેલર આવી ગયો હતો, સવારના આઠ વાગ્યા હતા, દાદા એમની કોટડીમાં કંઈક નોંધ કરવામાં રોકાયા હતા. આખી પડાળીમાં શાંતિ હતી, મધુર અને વિચાર કરવા પ્રેરે એવી. ચકલીઓ ચીંચી કરતી હતી, એમાં થતી કોઈ કોઈ વાની હરીફાઈ આ શાંતિને રસમય બનાવતી મનોજ પોતાની ઓરડીમાં મુંજની રસી બનાવવામાં મશગૂલ હતો બારી-માંથી આવતાં રવિકિરણો એના મસ્તક પર પડતાં હતાં ને એના નાના, ભૂખરા વાળ તપ્ત સુવર્ણ સમ દીપતા હતા. થોડી વારે એણે ઊંચું જોયું, ઓસરીમાં રામુ પહોળા પગ કરીને બેઠો હતો. એના એક હાથમાં અરધું ઉખાળેલ બાંડીસ હતું બીજો હાથ નહિ ઉખા-ળેલા ભાગ પર હતો. આ જોઈ મનોજે જરા કુતૂહલથી પ્રશ્ન કર્યો:

'કેમ આજે કાંઈ ઘર યાદ આવ્યું છે ?'

રામુએ સહેજ ઊંચું જોઈ આંખો વતી પ્રશ્ન કર્યો: 'શું ?'

'આજે કાંઈ ઘર યાદ આવ્યું છે ?' મનોજે ફરીથી પૂછ્યું.

'ઘર ? ઘર કેવું ?' એ હસ્યો. જાણે સવાલ તદ્દન નકામો હોય ને ?

'કેમ તારે ઘર નથી ?'

રામુ મૂંગો રહ્યો. રામુએ એને પોતાના ઘર વિષે કાંઈ વાત કરી ન હતી, પોતે ખૂન કરીને આવ્યો હતો એટલું જ કહ્યું હતું; મનોજને થયું કે આજે વાત શરૂ થઈ છે ત્યારે જાણી લેવું.

એણે ફરીથી પૂછ્યું: 'ઘર કોઈક દિવસ પણ યાદ નથી આવતું ?'

રામુને લાગ્યું કે આ નાનકડો છોકરો એના કુમળા હાથે એને ભૂતકાળની સૃષ્ટિમાં ઊંચકી જવા મથતો હતો. જેલની દુનિયાએ,

એના ત્રામે, જે જીવન પર પડદો નાખી દીધો હતો તે ઉપાડવા માગતો હતો. હા, એ ભૂતકાળ હતો મધુર, ઊર્મિમય ને સુખી. પણ એમાં અસહ્ય દર્દમયતા હતી

એણે એ આકર્ષણ દૂર હડસે'યુ ને જાણે કોઈ મરી ગયેલ વ્યક્તિની વાત કરતો હોય તેમ કહ્યુ.

'ના રે ના, અહીં આવ્યા બાર વરસ વીતી ગિ'યા પછી ઘર કેવુ ને વાત કેની! અમારે તો આ મેડી ને આ મસાણુ '

'એમ તે હોય? ઘર હોય ને યાદ ન આવે એમ બને? તારા વિવાહ થયા'તા?' મનોજે પોતેજ સવાલો ગોતી કાઢી વાત લબાવી

રમુને લાગ્યુ કે છોકરો બહુ કરાગ હતો, એણે બાંડીમ ઉખેળના ઉખેળતા કહ્યુ 'ના ના.'

એના આતર ચક્ષુએ એક પન્દર વર્ષની અર્ધવિકસિત કન્યાને એક ગામના કૂવાને કાંઠે પાણીનો ઘડો સીંચતી નિહાળી ગામ ને કન્યા પરિચિત હતા

યોગીની માફક મહાપ્રયત્ને એણે એ બધાને દૂર હડસેલ્યા—ઊંચુ જોઈને ફરીથી કહ્યુ 'ના, ના '

'ભાઈ, બહેન, મા, બાપ, કોઈ નથી' મનોજે જોયુ હતુ કે આને જવાબ આપતાં દુ ખ થતું હતું, પણ એને તો તાગ લેવો હતો.

'પણ એ જાણીને તમને શુ ફાયદો?'

'કેમ મને જાણવાનુ મન ન થાય?' મનોજે અત્યત ભાવ મય સ્વરે હસતા હસતા કહ્યું.

એ સ્વરે અને વાકયે રામુને હરાવ્યો—એણે મોકળે મને પૂછે એટલાના જવાબ આપવાનુ નક્કી કર્યું

'મા, અને ભાઈ છે ' એના અવાજમા ફેર હતો

'એમ? જો તારે ભાઈ છે, એની મને ખબરે ય નહોતી; કેવડો છે?'

રામુએ જવાબ ન આપ્યો એ ભૂતકાળમાં ક્યાંક જોવા મથતો હતો એક નાનકડો ચાર વર્ષનો બાળુડો—આનંદી ને કલબલ વહેતા ઝરા જેવો હતો નિર્મળ ને પારદર્શક—એ મોટો થતો જતો હતો એ સોળ વર્ષનો જુવાન થયો પણ મુખ પરનું હાસ્ય ને નિશ્ચિંતતા તો એનાં એ હતાં માત્ર મુખ સહેજ બદલાયું હતું એણે જવાબ દેવા મોં ઊંચું કર્યું સૂર્યનાં કિરણો મનોજના માથા પરથી મુખ પર આવ્યાં હતાં ગૌર નિર્દોષ મુખ કુમળા તડકામાં ચમકતું હતું સ્નેહાળ ને પારદર્શક આંખો ચમકતી હતી થોડી વાર રામુએ એની સામે ધારીને જોયું એની કલ્પનાના ભાઈ ને મનોજ વચ્ચે સામ્ય વધતું જતું હતું, એને લાગ્યું કે ક્યાંક એનો ભાઈ મનોજ આ બની જશે નજર ખસેડીને એણે કહ્યું 'તમારા જેવડો '

'મારા જેવો તો નહિ હોય ને ?'

રામુ મૂંગો રહ્યો નીરવ શાંતિ ફેલાઈ, ચકલીઓ ઉત્સવગાન ગાતી હોય તેમ ચીંચીં કરવા લાગી

'ભગવાન જાણે મેં તો જ્યારે એ ચાર વર્ષનો હતો ત્યારે જોયેલો ' એણે નિસાસો નાખ્યો

'પછી મુલાકાત લેવા નથી આવેલ ?'

'ના ના એટલે દૂરથી શું આવે ? બચી જેલમાં મારી મા મળી ગઈ'તી '

'કાગળ લખે છે ?'

'હા એ તો ટાઈમસર જ્યારથી લખતાં શીખ્યો ત્યારથી, એના કાગળ તો એમ ને એમ આવવાના, વચમાં પૈસા મોકલેલા '

'એ શું નોકરી કરે છે ?'

હજી તો ભણે છે, અત્યારે પાંચમી કે છઠ્ઠીમાં છે, રાજમા ધણી એનીનું ધ્યાન રાખે છે અમારા કુળનો ઈ એક દીવો છે'

મનોજને લાગ્યું કે 'એ રોમેરોમ દૃષ્ટિ ભટકાવી એના ભાઈને

શોધવા મથતો હશે, ઓહોહો! કેવો દુઃખી માણસ! જ્યાં દુઃખ દેખાવા નથી દેતો. એનો ભાઈ એને મળે ત્યાં સુધી હું એનો ભાઈ ન થઈ શકું? એનું દુઃખ કેટલું ઓછું થાય!' એણે આશ્વાસન દેવા વિચાર્યું. ઊંચું જોયું તો રામુ ન હતો.

'રામુ ક્યાં ગયો?' એણે પૂછ્યું.

'ક્યાંક બહાર ગયો.' નાગણભાઈનો અવાજ સંભળાયો.

તે દિવસથી મનોજ શોધક મટીને સમભાવી બન્યો. એની નજરમાં રામુ એક સારો લાગણીવાળો વોર્ડર મટીને દુઃખ શોધતો માનવબંધુ બન્યો. એણે નક્કી કર્યું કે બહાર જઈને રામુને જરૂર કાગળ લખવા.

રામુ પણ આખા દિવસમાં ભાગ્યે જ બોલતો, ને જે બોલતો એમાં દર્દ અને મૂંઝારો ટપકતાં.

*

બપોર થયા હતા. ઓસરીમાં સૂર્યનો તડકો કીર્તિને શિખરે ચડેલા માણસની માફક સ્થિર થયો હતો. જે સ્થિરતા હમેશાં વધારે-પડતું મૂલ્ય આપીને મેળવાય છે અને જે ઝડપથી સરીને માણસને પાછો હતો ત્યાં ને ત્યાં નાખે છે સમુદ્રના ઓટની માફક મનોજ આમ પાછા ફરવાની તૈયારી કરતા તડકા સામે રાહ જોતો બેઠો હતો. આજે દાદા કાંઈક લખવામાં રોકાયા હોવાથી હજુ આવ્યા નહોતા.

'રામુ છે?' એક જણે આવીને પૂછ્યું. એના કપડા ચોકખાં ને આંખ મેલી હતી. એમાં લુચ્ચાઈ ને સ્વાર્થ ચમકતા હતાં. એ કારકુન હતો.

'હમણાં અહીં હતો, કદાચ હોજ પર નાહતો હશે.'

'આ એનો કાગળ છે. આપજો ને'

'લાવો.' મનોજે વચમાં જ હાથ લંબાવ્યો.

'આવે એટલે આપી દેજે ' કહી એ ગયો.

થોડી વારે નાહીધોઈને ગમુ આવ્યો. એનો લાંબો છતાં સપ્રમાણ દેહ સ્વચ્છ કપડામાં દીપતો હતો. એના ખગચચક મુખ પર તાજગી આવી હતી.

'તારો કાગળ છે ' મનોજે કહ્યું.

'હું ધારતો જ હતો. હમણાં હમણાં ઘણા દીથી નો'તો. ક્યાંથી છે?'

'લલ્લુ લખે છે બગબગ ને?'

ગમુએ મૂંગે મોએ હા ભણી. લલ્લુ તેનો નાનો ભાઈ હતો.

'વાંચો જોઈ' ગમુએ કહ્યું.

'તું તો વાંચી શકે છે ને?'

'પણ તમે જ વાંચો ને?'

મનોજે કાગળ વાંચવો શરૂ કર્યો—

જાતે લખવાનો હતો પણ મામાનો નાગજી અહીં આવેલ હોવાથી ને મને હજુ બરાબર આરામ નહિ હોવાથી એણે લખ્યો છે. બા હજુ બહુ હસરડો કરે છે, તો એને તમે લખજો કે હવે એવાં એવાં ગમતું નામ લે, આપણા ઘરમાં ખાનારું કે વાપરનારું જે કિયો ઈ અસારે તો હું એક છું ને? તમારા ખુશી ખબરના સમાચાર લખશો. મારી ચિંતા ન કરશો, કારણકે ઓધડઆપાની દવા લઉં છું, એટલે ઠીક થતું જાય છે. એ જ.

ચિ. નાના ભાઈ લલ્લુના
સા. દં. પ્રણામ.

'મહિ છે ઈ લીટીઓ ફરીથી વાચો તો.' રામુએ ધીમે નરમ અવાજે કહ્યું. એના અવાજમાં ચિંતાનો ભાર હતો.

'લો ને બધું વાંચીએ' એમ કહીને મનોજે આખો કાગળ ફરીથી વાંચી બતાવ્યો.

રામુ થોડી વાર શાંત ઊભો રહ્યો અને પૂછ્યું. 'પરીક્ષામાં બહુ વાંચવું પડતું હશે?'

'હા, વાંચવુ પડે જ ને, પણ એમા કાંઈ ગભરાવા જેવુ નથી. માણસ માંદો-સાજો થયા કરે.'

'પણ આ તો કાગળે ય પડે નથી લખી શકતો.'

'ના, ના, એમ નથી, એ તો લખવાનો જ હતો. પણ નાગજીભાઈ, તમારા કોક મામાના દીકરા છે ને, એ પડખે બેઠા હશે, ને એણે કીધું હશે કે 'લાવો હુ લખી દઉ,' એટલે એને લખવા આપ્યો હશે.'

'ના, ના, આ તો દવા ચાલે છે, નાગજી ત્યા શુ કામ જાય?' એણે વધારે ધીમા અવાજે કહ્યુ ને સ્મૃતિભંડારમાંથી એક બાલ-આકૃતિ કાઢી, એ દહાડે દહાડે પોતાની સારવાર વિના ક્ષીણકાય થતી જતી હતી. એણે એક નિસાસો મૂકયો

'મને તો આ કાગળમાં કાંઈ ચિંતા કરવા જેવું નથી લાગતું દવા તો વહેલી કરે તો વહેલા સાજા થવાય. હું તો સહેજ માથું દુખતું હોય તો ય દવાખાને દોડ્યો જાઉં '

ગમુએ તરત તો કાંઈ જવાબ ન આપ્યો

'ચિંતા તો થાય જ ને, ગમે તેમ તો ય ભાઈ!' થોડી વારે એણે કહ્યું

'કેમ? શું આપણે બધા ભાઈઓ નથી? અમરતભાઈ ને મારા વચ્ચે શું ભાઈ કરતાં જરા ય ઓછું હેત છે? શું હું તારો ભાઈ નથી?' મનોજે હસતાં હસતાં પૂછ્યું એને ખબર હતી કે પોતે આશ્વાસન દેવા જ આ બોલતો હતો. પણ એના આ વાક્યોએ ગમુ પર અકલ્પ્ય અસર કરી, એને એકદમ વિચાર આવ્યો 'શું આ છોકરો ભાઈ હોય?' તે દિવસે સવારે પણ એનો ચહેરો એના ભાઈ જેવો નહોતો લાગતો? ને એની વાતો કેવી! જાણે સગો નાનોભાઈ! તે દિવસે મારેલો એને કમકમાં આવ્યાં તે દિવસે પણ ખૂણામાં અંગ વાળીને ઊભેલો ત્યારે એનું મોઢું કોના જેવું લાગતું હતું? એની ભૂરી આંખો કેવી લાગતી હતી? આ પણ એના ભાઈની જેમ મદો ન હતો? શા માટે એનો ભાઈ જ ન હોય? આ જનમનો નહિ તો આગલા ભવનો ભવ શબ્દ સાથે એણે એક ભવમાં કેટલા ભવ કાઢ્યા હતા તે યાદ આવ્યું. એ શાંત મીઠું ઘર, એ લીલાંછમ ખેતરો, એ ઠપકો આપતી પંપાળતી મા એ નાનકડો કદી યે વિખૂટો ન પડતો ભાઈ એ એને રમાડતો, સુવાડતો, વાત કહેતો ને કદી એમાંથી લપડાક મારતો. એ સુખી કાળ ને તે પછીનો ભવ! દુઃખ, ત્રાસ અને બિહામણી થી ભરપૂર, શાંતિ નહિ, પ્રેમ નહિ, ને અત્યારે એનો નવો જન્મ, કેમ આવ્યો એ? આ છોકરો, નાનોભાઈ ન હોત તો ક્યાંથી અત્યારનું જીવન મેળવત? અમોઘ સજીવતા ને કરુણ મૃદુ પુને કોણે

છલોછલ જીવન ક્યાંથી ફૂટત? એ સ્રોત કોના પર ઢોળત? અત્યારે, પણ કેવી મીઠી ને ડાહી વાતો કરતો હતો? રાત સિવાય ક્યારે વિખૂટા પડતા? અત્યારે કોણ એનો નાનોભાઈ હતો? એના કાને નિર્દોષ આછું હાસ્ય સંભળાયું. સ્નેહપૂર્ણ ને ભોળો અવાજ આવ્યો:

'શું હું તારો ભાઈ નથી? બોલ, બોલ, આપણે ભાઈઓ જ છીએ ને!' એને વિચારમાં જોઈ મનોજે હસતાં હસતાં ફરીથી પ્રશ્ન કર્યો હતો.

એના મનમાં કોઈ અપૂર્વ આનંદનો ઊભરો આવ્યો. ન સમાય એવો, ન દબાય એવો. એની જીભ મૂંગી બની ગઈ હતી, એની આંખો એ ઊભરો બહાર કાઢતી હતી.

દુઃખે એને બેપરવા ને કઠોર બનાવ્યો હતો, સુખે એને અશ્રુ સરાવ્યાં.

એ મનોજ ને પોતાના વચ્ચેનો ભેદ ભૂલી ગયો. એને મન મનોજ ને પોતે ભાઈ જ રહ્યા પોતે મોટો ને મનોજ નાનો. કેટલીક ક્ષણે એના મગજમાં એકદમ ચમકારો થયો. એનું આખું મગજ એકદમ ઝળઝળ થઈ ગયું.

'નાનો ભાઈ તો જેલમાં સજા ખાય છે ને?' હૃદયે પ્રશ્ન કર્યો હતો

એણે ઝડપથી ડોકું હલાવ્યું, કાંઈક નિશ્ચય કર્યો હોય તેમ હોઠ કરડતો કરડતો ચાલ્યો ગયો; મનોજે કાગળ લેતા જવા એને બૂમ મારી.

'હમણાં ભલે રહ્યો.' જવાબ મળ્યો.

એના અવાજમાં આટલો બધો તફાવત કેમ?

: ૧૬ :

આજે બીજો રવિવાર હતો. પ્રકાશ વગેરે સેપરેટમાં ગયા પછી અનિલને રવિવાર સુધીના દિવસો લાંબા થઈ પડ્યા હતા. એને એકવાર તો પ્રકાશ પર ગુસ્સો પણ ચડયો: 'શા માટે એમણે મને ન કહ્યું ?' પણ તરત જ ઊતરી ગયો: 'એ શું કરે ? હું જ નબળો ને એકલો જ છું' એમ ધારીને કામ પર ગયો. '

એણે આખું અઠવાડિયું ઓળખીતા જુવાનો સાથે આ પ્રસંગને અંગે વાતો કરવામાં ગાળ્યું. જો લડવા માટે કોઈ સારામાં સારો મોકો હોય તો આ જ છે એમ સમજાવ્યું, ને એને સંતોષ થયો કે દસેક જણા આજે રવિવારે કામની ના પાડવા તૈયાર હતા.

મેદાન પર રોજ જે રાવટીમાં ડેપ્યુટી જેલર બેસતો ત્યાં સૌના આશ્ચર્ય વચ્ચે આજ જેલર બેઠો હતો. એક અઠવાડિયામાં તો તંબૂઓ લગભગ તૈયાર થઈ જવા આવ્યા હતા; ગટરો પણ બંધાઈ ગઈ હતી. સડકો પર ને મેદાનમાં પથરા ને ચૂનાના ઢગલા પાચા હતા. ડબ્બા, પીપ, ફૂટલાં તગારાં ને તારનાં ગૂંચળાં જ્યાં-ત્યાં પડ્યાં હતાં. સુદૃઢ શરીર મેલા, વરવા પોશાકમાં દીપે તેવું મેદાન દીપતું હતું.

અનિલે પોતાની ટુકડીમાં જતાં જ વૉર્ડરને કહી દીધું: 'હમ આજ કામ નહિ કરેંગે. '

આજુબાજુના કોઈએ સમજાવવા પ્રયત્ન કર્યો નહિ, કારણ કે

ઘણાખરા આમ બનવાનું જ છે એ જાણતા હતા વૉર્ડરે એને સમજાવ્યો અનિલને એની દયા આવી ધીમેથી એને સમજાવ્યું કે એણે ગભરાવાની જરૂર ન હતી પોતે પોતાની ઇચ્છાથી જ આમ કરતો હતો—જેલર પાસે લઈ જવો હોય તો ય એને વાંધો ન હતો

'અચ્છા, અભી બૈઠો, પીછે લે જાતા હૂ.' કહી વૉર્ડર ટુકડીને લઈ માટી લેવા ચાલ્યો અનિલ દૂર પડેલ પથરો ખેંચી લાવી તે પર બેઠો વૉર્ડર એને બેસાડી ગયો હોવાથી એને હૈયે નિરાંત હતી

કામનો ઇન્કાર કરનારાઓની સાથે મળીને એણે નક્કી કર્યું હતુ કે કામની ના પાડવી તો એ મેદાન પર જ બધા સૌના ચક્કરમા કામ પર આવતા પહેલા જ ના પાડી દે તો કદાચ જુદા પડી જાય ને બળ તૂટી જાય. વળી મેદાન પર કદાચ માર પડે તો કોઈનુ પણ લોહી ઊકળે ને એ મિષે પ્રચાર પણ થાય એટલે આગેવાનની શાંતિથી એ બળવાની ઝાળ કયા ખૂણેથી આગળી ઊઠે છે એ જોતો બેઠો

આખા મેદાન પર જુદી જુદી ટુકડીઓ કામ કરતી વેરાયલી હતી એક પછી એક ટુકડીઓ હાથમા પાવડા કે કોદાળી, માથે તગારા કે પથરા સાથે પસાર થતી વચમાં એમદ ડકામેડીનો ગણનાર ગતિમા તાન આપતો ભાગ્યે જ કોઈ હસતુ કમભાગ્યે જ કોઈ વાત કરતુ

થોડી વારે ગવડી તરફ ઉતાવળો ઉતારતો જતો એક વૉર્ડર દેખાયો તરત જ પહેલા તબૂના હોજ તરફ જેલર, ડેપ્યુટી જેલર ને પોલીસો ગયા

અનિલની છાતીમા ધબકારા વધ્યા 'અક શરૂ થયો શુ પરિણામ આવશે!' એને થયુ

જાણ્યે-અજાણ્યે પોતે પણ ઊઠ્યો ને એ તરફ વળ્યો હોજ-

ની કિનાર પર એક પગ મૂકી જેલર ઊભો ઊભો વોર્ડરને એક-બે જણા તરફ આંગળી ચીંધી કાંઈક સંબોધતો હતો. પોલીસનું ટોળું મધમાળની માફક એની આજુબાજુ વીંટળાયું હતું. સામે કામ કરનારાઓની એક ટુકડી પંદરેકની સંખ્યામાં ઊભી હતી. સૌના મુખ પર એક જ પ્રશ્ન રમતો હતો: 'શું બનશે?'

'અચ્છા, મૈં સુન લિયા. યે દો-આદમી સિવાય કૌન ના બોલતા? કૌન કામકા ઇન્કાર કરતા?'

આખાં ટોળામાંથી કોઈએ જવાબ દીધો નહિ. સહુ હોશ વિનાના ભયત્રસ્ત હરિણીની માફક મૂંગા ઊભા રહ્યા. જેલર ડેપ્યુટી જેલર તરફ જોઈને હસ્યો. અનિલે એ જોયું. એણે આગળ આવીને કહ્યું: 'મૈં ના બોલતા.'

'અચ્છા યે તીન આદમીકો જરા નરમ કરો, પીછે ઑફિસ પર લાઓ. તુમ લોગ કામ શરૂ કરો.' એણે બાકીના તરફ ફરીને કહ્યું. ને એડીપોલો હલાવતો હલાવતો ચાલ્યો ગયો.

અનિલ છેડા પર જુદા ઊભેલા બે જણ તરફ જોઈ હસ્યો. ટોળીમાંથી કોઈ હસ્યું નહિ. સૌ ગમગીન હતા. પોતાની નિર્બળતાનું પ્રદર્શન સૌને સાલ્યું. અનિલનું હાસ્ય પણ સુકાઈ ગયું.

'ચલો તુમકો બુલાતા હૈ.' થોડી વારે વોર્ડરે આવી કહ્યું. ત્રણે જણા ટવડી તરફ ચાલ્યા. જેલર અને જશવંત બારણામાં હસતા ઊભા હતા.

'યે કાયદા નહિ માનતા, ઉસકો કાયદા સિખલાવ.' જેલરે પડખે ઊભેલ વોર્ડરને કહ્યું. એક જણે બે-ત્રણ તગારાં લાવી આ ત્રણે જણની મોઢા આગળ મૂકયાં. અનિલ આ જોઈ મનમાં હસ્યો.

'વાંક નીચે.' વોર્ડરે હુકમ આપ્યો.

કોઈ નીચે વળ્યું નહિ. સૌ સમજતા હતા કે તગારાં શું કામ ઉપડાવવામાં આવે છે.

'તમે કેમ આવ્યા છો?'

'કોણ જાણે ખબર નથી.'

થોડી વારે અનિલનું નામ પોકારાયું. ટેબલ પર કોણી ટેકવીને બેઠેલ સુપરિન્ટેન્ડેન્ટને જેલરે કહ્યું: 'He refuses to work.'

'તુમ જાનતા હૈ કે કામકા ઇન્કારકી ક્યા સજા હૈ!'

અનિલ મૂંગો રહ્યો.

'અચ્છા વો દો આદમીકો બુલાવ.'

એ બન્નેને લાવવામાં આવ્યા.

'તુમ કામ કરનેકે લિયે તૈયાર હૈ?'

'ના.'

'યાદ રખ્ખો પીછે પસ્તાયગા.'

'મિટ્ટી ખરાબ હો જાયગી.' હુમે કહ્યું.

'You can do as you like'

'Shut your mouth.' સુપરિન્ટેન્ડેન્ટ ગર્જ્યો.

જેલરે કાંઈક ધીમેથી કહ્યું; સુપરિન્ટેન્ડેન્ટે હિસ્ટ્રીટીકીટમાં નોંધતાં સજા સંભળાવી:

'10 days C. B. F. and 4 days P. D. Warned for flogging-to be kept seperate.

'દુસરી બખત આયગા તો તીસ ફટકા મિલેગા.'

ત્રણે જણા હસતા નીચે ઊતર્યા.

'દુસરા ચાર આદમીકો બુલાવ.' જેલરનો અવાજ સંભળાયો.

ચારે જણને લાવવામાં આવ્યા.

'બકરીકી તરહ ક્યા ચલે આતા!' સુપરિન્ટેન્ડેન્ટે સર્વ-સામાન્ય સૂત્ર ઉચ્ચાર્યું.

પ્રદીપનું મોઢું તપ્ત તામ્ર જેવું લાલ થઈ ગયું હતું.

'અચ્છા તુમ સજા ખાના મંગતા હૈ તો હમ ક્યા કરે!

10 days C. B. F., 4 days P. D. If they are worried of suffering why do they come here ? યે તો જેલખાના હૈ.' લખતાં લખતાં સુપરિન્ટેન્ડેન્ટ બોલતો હતો.

'He is the ringleader.' જેલરે પ્રકાશ તરફ આંગળી ચીંધી.

'Then he shall be flogged.' સુપરિન્ટેન્ડેન્ટે લખતાં કહ્યું.

'ડંડાબેડી છે ને આડાબેડી કઈરીતે નાખવાના ?' પગથિયાં ઊતરતાં નારણભાઈએ કહ્યું.

'એ તો કાઢી નાખશે.'

સૌ અનિલ વગેરેને આડાબેડી પહેરાવતા હતા ત્યાં ગયા.

'અનિલ ! તમે આટલા જ કેમ ?' એના ખભે હાથ મૂકી પ્રકાશે પૂછ્યું.

'મેટેરાઓ આપણી વિરુદ્ધ બહુ પ્રચાર કરે છે.'

'આપણે જ કુહાડાના હાથા બનીએ ત્યાં શું ?' નારણભાઈએ નિસાસો મૂક્યો.

'એમ ?' પ્રકાશે આંખ મીંચી ધીમેથી કહ્યું.

'એમ શું ! એ તો આ સામનો કરેલાનો છે એટલું જ કહીને અટકતા નથી પણ અમે બધા આવનારાઓ કેવળ તમારા મિત્રો છીએ એટલા ખાતર જ આવ્યા છીએ એમ પણ કહે છે.'

'મિત્રને ખાતર પણ તમને મરતાં આવડે છે ?' પ્રદ્યોત બોલ્યો.

'એટલું બધું ? એવું કહેનાર કોણ કોણ છે ?' પ્રકાશ બોલ્યો.

'ઘનશ્યામભાઈ, વિનુભાઈ નાનુભાઈ, બધા જ.'

'અરે નારણભાઈ માટે તો એમ કહે છે કે તમારી પાસે હમેશાં સૂતા એટલે તમારી તરફ આકર્ષાય જ ને !'

'વાહ રે વાહ! કાંઈ એમની બુદ્ધિ દોડે છે!' પ્રમથ ખડખડાટ હસ્યો

'એવા લોકોને તો પહેલી શિક્ષા થવી જોઈએ' પ્રદ્યોતે ગંભીરતાથી કહ્યું

'અરે! તમને તો જેને-તેને શિક્ષા કરવા સિવાય કાંઈ સૂઝે છે ખરું?'

'બીજું થાય શું ત્યારે?'

રસ્તામાં દરેક જણનું ટોળું ઑફિસ તરફ જતું હતું એક જણે હાથ ઊંચો કર્યો ને કહ્યું 'કામ ન કરવા માટે'

પોતાના દળમાં સંખ્યા વધતી જોઈ સૌને ઉત્સાહ આવ્યો

વિભાગમાં દાખલ થતાં જ રામુએ કહ્યું 'આપણા લાડુ બગડ્યા દાદાને ચોથામાં લઈ ગયા'

સજા લઈને આવતાં જ બધાએ દાદાજીને ફેરવ્યાના સમાચાર સાંભળ્યા ને અર્ધો આનંદ ઊતરી ગયો મનોજ પોતાને આડાબેડી પહેરેલો જોઈ દાદાજી શાબાશી દેશે એ વિચારે આનંદતો હતો પ્રકાશને તો હજુ એમની પાસેથી કાંઈ કાંઈ પ્રેરણાઓ ઝીલવાની હોંશ હતી પ્રદ્યોત હિંસક કાર્યોનો અહેવાલ વ્યવસ્થિત રીતે જાણવા માગતો હતો બાકીના બધા એમનો પરિચય વધુમાં વધુ કેમ થાય એ જ ઇચ્છતા હતા સૌ આ આભગીને નિરાશ થયા પોતે કેટલા અસહાય અને પરતંત્ર હતા એનું ભાન થયું અધૂરામાં પૂરું બીજે દિવસે રામુના વડા તરીકે એક નવો પોલીસ આવ્યો

કેટલાક માણસોને બીજા રિબાય એ જોવામાં જ આનંદ આવે છે એમની જીભ ઝેરે પાયેલી હોય છે ને એમના હાથમાં વાઘના પંજા જેટલો તલસાટ ને પીંખી નાખવાની ચળ હોય છે નજરઅલીમાં આવી તો નહિ પણ પ્રસંગે આવા માણસોમાં ભળી જવાની શક્તિ તો હતી જ એનામાં જેલ-સત્તાવાળાઓ પ્રત્યે

આર્ય–પત્નીની વફાદારી હતી. જેલની નિશ્ચિત વરધીમાંથી એક ઈંચ સરખી પણ ઓછી કરનાર એને લબાડ લાગતો એકબીજાની કોટડી-માં બેઠા બેઠા વાતો કરનાર એને મન ગુનેગાર હતા.

'બાતાં કર સકતે તો ફીર સપરેટ ક્રીસકા નામ!' ભોગજોગે કોઈ પૂછતું તો એ એનો જવાબ હતો. બધા 'ટેમ્પરનારી' પોલીસો સાથે એ દાખલ થયો હતો. જુવાન હતો, ગણતરી કરી શકે એટલું ભણેલો હતો, એટલે હાલ તો એની નજર કાયમી થવા તરફ હતી.

આવાની દેખરેખ નીચે રહેનારના મનુષ્યત્વની સહેજે કસોટી થાય તેમ હતુ, એટલે મનોજ ફિક્કો ને નબળો બની ગયો પ્રદ્યોત-નું મુખ કડક બનતુ ગયું ને એમાં કઠોરતાની રેખા અંકાઈ; આંખ-માં અગ્નિ તમકવા માંડ્યો. બધા કચવાયેલા રહેતા, પણ એ કચવાટ પણ વાતમાં ઉતારી શકાય તેમ નહોતો. કારણકે ભાગ્યે જ માનભેર વાત થઈ શકતી.

રામુ પોલીસની ગેરહાજરીમાં હસાવવા જેલની નવાજૂની કહેતો, ને મનોજ સાથે તો નજરઅલી બેઠો હોય તો યે હસ્યા કરતો. પ્રકાશ આ બધું જોતો ને મનમાં દુ:ખ અનુભવતો. પ્રદ્યોત પર એને અસત વહાલ ઉત્પન્ન થતું એના ક્રોધી ને ઉતાવળિયા સ્વભાવને એ અત્યંત કોમળ ને લાગણીમય હૈયા તરીકે ઓળખાવતો

*

આજે કાંજીની સજાને ચાર દિવસ પૂરા થઈ ગયા હતા. કાંજીની સજાવાળાને રોટલા આપવા એ આવકારદાયક ને મહા-પુણ્યદાયક કામ છે–જેલમાં એ પ્રચલિત, રૂઢ ને આતરરાષ્ટ્રીય નિયમ છે. મોટે ભાગે ભલો હોય તો પોલીસ પોતે જ એક કે છેવટ અર્ધો રોટલો માગી લાવે છે. એ એમ ન કરે તો ફરજ વૉર્ડર કે ઝાડુ-વાળા સાથે આવી પડે છે. બહાર પણ એકની એક વ્યક્તિ કાયદા-નું પાલન કે ઉલ્લંઘન ક્યાં નથી કરતી?

અહીં તો કાંઈની સજાવાળા માત્ર ચાર જ જણા હતા. એટલે બાકીનાના ભથ્થામાંથી ખુશીથી ખાઈ શકે તેમ હતા. પણ પ્રકાશે એવી રીતે રોટલા લેવા ના પાડી. બધાએ એને સમજાવ્યો પણ એણે ચોકખું કહ્યું: 'આવા ખરાબ પોલીસ નીચે રોટલા લઈ એની જવાબદારી હું આપનારને માથે ઓઢાડવા માગતો નથી.'

'પણ ભલે નજરઅલી મને ઝાટકે દે.' રામુએ જવાબ આપો.

'આવી બાબતમાં તમને શું નાહકના જોખમમાં ઉતારવા? જોખમ ખેડવાના હજુ બહુ યે પ્રસંગો આવશે.'

પ્રકાશે ના પાડી એટલે મનોજ અને નારણભાઈએ પણ રોટલા ન ખાધા. પ્રકાશને મનોજને કહેવાની ઇચ્છા થઈ પણ નહિ માને એમ લાગવાથી કાંઈ ન બોલ્યો. એમ પણ થયું કે 'ભલે ને ન ખાય. એમાં શું ખોટું છે?' પણ રામુએ વિરોધ નોંધાવતાં એને સમજાવી જોવાની છૂટ આપી; પણ મનોજ એકનો બે ન થયો. રામુએ ઊકળેલા મને વાત પડતી મૂકી. એ ચારે દિવસ એણે મનોજને સતત આનંદમાં રાખવા પ્રયત્ન કર્યા કર્યા.

પ્રવીન કોઈ વાર રોટલા ખાતો તો કોઈ વાર એમ ને એમ ખૂણામાં મૂકી દેતો. એને દિવસો દુ:સહ થઈ પડ્યા હોય એમ લાગતું. આડાબેડી હોવાથી ફરતાં ખૂબ કષ્ટ પડે તેમ હતું, એટલે આખો દિવસ એ ખૂણામાં બેસી રહેતો–વિચારમગ્નતાથી. પ્રકાશને થતું કે એ વિચારમગ્નતામાંથી શું જન્મશે? પ્રતિકાર? એ મૂછ ઝોડતો.

એ દિવસો સુક્કા ને ત્રાસજનક હતા. રાત્રિઓ લાંબી ને કંટાળા ભરેલી હતી.

'આડાબેડીની સજા ભયંકર કહેવાય ખરું!' મનોને સવાર-માં કોટડીમાં બેઠે બેઠે પૂછ્યું.

પોલીસ ઓફિસમાં જરા કામે ગયો હતો ને રામુ ત્રધી લેવા ગયો હતો. સૌ પોતપોતાની ઓરડીઓમાં પુરાયલા હતા.

આખા દિવસમાં વાતો કરવાનો આ સૌથી સહીસલામત વખત હતો, પણ ભાગ્યે જ કોઈ એનો લાભ ઉઠાવતું વળી છેલ્લા દિવસો-મા પ્રદ્યોત મૂંગો રહેલ હોવાથી એ બોલ્યો એ પ્રકાશને ગમ્યું.

'ભયંકર તો જરૂર. ટૂંટિયાં વાળીને સૂવા ટેવાયેલની તો કસોટી જ થાય...આપણો પણ' આ કસોટીનો જ કાળ છે ને! એમાંથી પાર ઊતરીએ–Evilને નમતું ન આપીએ એટલે બસ.' એણે કહ્યું.

'જેલના બળદો પાછળ જેટલી મહેનત લેવાય છે–જેટલી કાળજી રખાય છે, એટલી માણસ પાછળ રખાતી હોય તો?' ઓચિતાની તેણે વાત બદલાવી.

'પણ શું કામ કાળજી ગમે?' પ્રદ્યોત બોલતો હતો. 'માણસ-ના એને પૈસા થોડા જ બેસવાના હતા? વાહ માણસ અને બળદ! બળદિયાની કિંમત ને માણસ ફૂટલા બંધાતા હાંલ્લા જેવો.'

'અરે એ તો વાત મૂકો ને આ બિલાડી છે ને–અહીંય નથી ફરતી? એને દૂધ મળે છે. આપણી જેમ એને દૂધનુ રાશન-કારખાનામાં ઉંદર મારે ને એટલે.' નારણભાઈએ કહ્યું

'વાહ! વાહ! આ તો સરસ' માણસને ખડની ભાજી ને બિલાડીને દૂધ. મરતા માણસને હડસેલો ને જનાવરને લાડ! પ્રદ્યોતે પાછલું વાક્ય લહેકાથી લબાવ્યુ. 'માણસના ચામડા પ ચાબુક ને જાનવરના ચામડા પર ચમરી. વાહ! વાહ! માણ અને જાનવર.'

પ્રકાશને કોણ જાણે કેમ વાત અટકાવવાનું મન થયું. માટે પ્રદ્યોત આજે આવી વાતો પર ઊખળ્યો હતો?

લૉબીમાં જોડાનો ખડખડાટ થયો. સૌ ચૂપ થઈ ગયા. કોટ પાસે આવીને એક વૉર્ડરે કહ્યું 'હવાલદાર કીધર ગયા?'

'બહાર હોગા, કયા કામ હૈ?'

'તુમકો નિકાલનેકા હૈ.'

'કાયકુ ?'

'દરવાજા પે લેજાનેકા હૈ.'

'લેકીન ક્યા કામ હૈ ?'

'ગોલા ઉચકનેકે લીયે.' વોર્ડરે હસીને કહ્યું.

'હમકો ? સજા તો નહિ દી હૈ ?'

'વો તો ઉસકી સાથ ન્ગેઈન્ટ હૈ. તુમારી કોજી ખલાસ હુઈ ?'

'વો તો ખલાસ હો ગઈ, લેકીન હમકો તો માલૂમ નહિ થા.

'અચ્છા અભી આયગા.' વોર્ડર ચાલ્યો ગયો.

'કોણ લુહારખાતાનો વોર્ડર હતો ?' નારણભાઈએ પૂછ્યું.

'હા, આપણને ગોળા ઊચકવા તેડવા આવ્યો હતો.'

'આપણને ?' પ્રદ્યોતે આગળા પાસે ખસતા કહ્યું. 'અક્કલના બારદાન આપણુ અપમાન કરવા માગે છે ?'

પ્રકાશે કાંઈ જવાબ આપ્યો નહિ

'તમે શુ ધારો છો ?' એણે ફરીથી પૂછ્યુ. 'આપણે શું એમની સામે પરેડ કરવી ? તે દિવસે અનિલ વાંક નીચે ન થયો તો કાયદેસર વાંક નીચે શોધી કાઢ્યું—નીચ.'

'હા, ઈ તો આપણે ઊચકના હશુ ને ઈ સામે ઊભો હશે'
નારણભાઈએ કહ્યુ.

'નારણભાઈ, શુ લાગે છે ?' પ્રકાશે પૂછ્યુ.

'આંઈ તો અરે એની માના જ સમ કોઈ ભલા માણસ મણ એક જાર દળવા આપે તો ય કોકને ઓછું દળવું પડે.'

'ને મનોજ ?'

'તમે કરો તે'

'એ તો ગોળા ઊચકશે, તાગથી ઊચકાય એમ છે ?'
પ્રદ્યોતે વચમા કહ્યુ

'એનાથી ક્યાં ઊંચકાય તેમ જ હતા—ચાર દિવસના ઉપવાસ ને આ ત્રાસ પછી.' અનિલે ફરીથી કહ્યું.

'અરે કોણે કહ્યું? હજુ ગઈકાલે સાંજે તો બડાદાદા હિસ્ટ્રી-ટીકીટમાં લખી ગયા છે ' Sound health.' વાહ! વાહ! એમની યે કાંઈ તરકીબ છે!'

'આજે 'વાહ! વાહ!' કેમ બહુ બોલાય છે?' પ્રકાશે પૂછ્યું.

'આજે હું જરા ખીલ્યો છું.'

થોડી વારે પોલીસને તેડી વોર્ડર આવ્યો.

'ગોલા ઉચકાવકે તંગ કરો તંગ. ઉસકો માલૂમ હોના ચાહીએ કે જેલ કયા ચીજ હૈ!' ઓરડીઓ ખોલતાં ખોલતાં એણે કહ્યું. પ્રદ્યોતને થયું કે આ પળે પોતે બહાર હોય.

'હમ ગોલા ઉચકનેવાલા નહિ હૈ?' રસ્તામાં પ્રકાશે કહ્યું.

'ખાલીપીલી કાયકુ હેરાન હોતા હૈ? ઇસમેં કયા ફાયદા? જિંદા હોગા તો કુછ કામ ભી કર સકેગા.'

રસ્તામાં વરધી લઈને આવતો રામુ મળ્યો.

'કીધર લે ચલા નજર? ક્યા યે નિકાલનેકા હૈ?' એણે બેડીઓ સામે આંગળી ચીંધી.

'નહિ, રે બાબા, યે તો ગોલા ઉચનેકે લિયે લે જાતા હૂં. જેલર સાબકા હુકમ હૈ.'

'ક્યા ગોલા? વો તો અપના કેદીકે લિયે હૈ, યે લોગકે લિયે નહિ હૈ.'

'નહિ હોગા, લેકીન હુકમ હૈ.'

'ઐસા લડકેકો તુમ ગોલા ઉઠાનેકા હુકમ દેતા, ઐસા છોટે છોટે ફૂલકો!' રામુએ નજીક આવીને નજરનો હાથ પકડ્યો. નજરને લાગ્યું કે આ ક્યાંક મારી બેસશે. એને બીક લાગી, પણ રામુ

તો મનોજ સામે આંગળી ચીંધીને ગળગળા સ્વરે કહેતો હતો. એના મોઢા પરથી જરા યે બીવા જેવુ ન લાગ્યુ

'મેં ક્યા કરું'? હુકમ એસા હૈ. લેકીન હમ ઉસકો જરી બી તંગ નહિ કરેગા ' એણે કહ્યું.

' જા, જા. તુમકો શર્મ નહિ હૈ, તુમ ઇન્સાન નહિ હૈ ' એણે હાથ તરછોડીને ચાલવા માંડયું. પ્રકાશને થયુ કે કોઈ પોલીસ આ જોઈ ગયો હશે તો ગમુ હેરાન થઈ જશે

'હમ ગરીબ વાડર ક્યા કર સકે, હમારી પટાપથડી ચલ જાય તો ક્યા કરે?' વાર્ડર બબડતો હતો

: ૧૭ :

સ્ટોર-રૂમની પડખે ડંડાબેડીનો ઢગલો પડ્યો હતો. એક જણ હથોડા વતી કાઢેલી ડંડાબેડીઓ સરખી કરતો હતો. જેની બેડી કાઢી નાખી હતી તે પગથિયાં આગળ ઊભો ઊભો ગૂણી-કપડાં બદલાવતો હતો. ઊમરામાં ઊભો ઊભો એક કાળી ટોપી એ ચોપડીમાં જમા કર્યે જતો હતો. સૌના મોં પર બેદરકારી હતી–સૌ આમ કપડાં ને બેડી કાઢવા ને પહેરાવવા ટેવાઈ ગયા હતા. બેડી બેસાડનારથી થોડે દૂર બે-ત્રણ સામાન્ય કેદીઓ ગોળા ઊંચકતા ને મૂકતા હતા. ત્રણેના કપાળે પરસેવાનાં ટીપાં બાઝયાં હતાં ને ત્રણેના પગની આડાબેડી વારવાર એમનું સમતોલન ગુમાવતી હતી. પડખે ઊભેલ વૉર્ડરના હુકમ પ્રમાણે એ ઊચકતા ને નીચે મૂકતા. એક, બે, ત્રણ, ચાર. ચાર બોલાતા ગોળા નીચે મુકાતા ને ભોંયે અડયા ન અડયા ત્યાં વળી 'એક' સંભળાતું; પાછા સૌ ચક્રની માફક એની એ સ્થિતિમાં પસાર થતા. આખું વાતાવરણ યંત્રવત નિર્જીવતા ને ઉષ્માહીન શુષ્કતાથી ભર્યું હતું.

'આ લોકોને આમ કેટલો વખત કરાવે છે?' મનોજે પૂછ્યું.

'સવારે બે કલાક ને સાંજે બે કલાક.'

'તને થાક લાગ્યો છે?' પ્રકાશે પૂછ્યું.

'સવારે બિસ્કિટ ને કાંજી ન હોત તો આટલું ન ચાલી શકત.' રાતના વધેલા રોટલાને સવારના ઉપયોગ વખતે બિસ્કિટનું નામ અપાતું. ખગઅને સારું ને ઓછામાં વધુ જોવાની કળા તો જેલની જ.

'આમાં કેટલું વજન હશે?'

'સાભળ્યુ છે ત્યા સુધી ત્રીસ–પાત્રીશ શેર હોય છે '

'સુધરેલી દુનિયા આ સાંભળે તો ?'

'આ બધા અમલદારો સુધરેલી દુનિયાના જ સભ્યો છે ને ? આપણે પણ સુધરેલી દુનિયાના જ છીએ ને ને એટલે જ આપણે વિરોધ કરીએ છીએ ' પ્રકાશને સમજાયુ નહિ કે પાછનુ વાક્ય કેમ સૂઝ્યુ.

નવના ટકોરા પડ્યા એટલે વોર્ડરે પેના ત્રણુ જણુને ખમેલ્યા ને ઝોળામાથી એક વધારે ગોળો લેવા ઊપડ્યો

'તસ્દી લેનેકી કુછ જરૂરત નહિ, હમ નહિ ઉચકનેવાલા'

'કૈસા નહિ ઉઠાયગા ?' કહી એ અદર ગયો ને સાથે અદરથી એક પોલીસને લેતો આવ્યો

'અચ્છા ચલો ઉઠાઓ ' પોતે ઉપાડી લાવેલ વજન પાસે મૂકતાં એણે કહ્યુ

'તુમકો એક બખત નહિ બોલા, હમ નહિ ઉઠાયગા ખાલી પીલી ટકટક ક્યુ કરતે ?' પ્રદ્યોતે કડવાઈથી કહ્યુ

'એસા નહિ કરના ચાહીએ. વતનસે ઇતને દૂર આકર ગડબડ કરનેમે ક્યા ફાયદા ?' પોલીસે સમજાવ્યો

'તુમકો એક બખત બોલ દિયા, જ્યાદા બાત હમ નહિ કર સકતા ' પ્રદ્યોતે કહ્યુ ને બેસી પડી પગ લબાવ્યા

'અચ્છા ડીપોટી સાબકો બોલો '

વોર્ડર અદર ગયો એટલે પ્રદ્યોતે ચાર જણુ તરફ ફરીને કહ્યુ 'બેસો ને નિરાંતે ' એના મોના પર તોફાનનુ હાસ્ય ને તેજ પથરાતા હતા પ્રકાશ એકીટશે એ જોઈ રહ્યો, સૌને અજાણે સૌ પર લદાતી એની પોલીસ એમની નરમાઈ ને હિમ્મત બન્નેના મોઢે જોઈ રહ્યો

દરવાજાના બા જુથી ઉપ્પુની જેલર ઉતાવળો ઉતાવળો ધસી આવ્યો એના ટૂકા પગ વતી એ નાની નાની ફલાગો ભરતો જાણે ઝડપથી ચાલ્યો આવતો હતો એના મો પરની નારાજી જોનાર ! પ્રશ્ન થતો 'આગ લાગી કે કોઈ માંદુ છે ! ખુલ્લુ તો નથી થયુ '

'કૌન હુકમ નહિ માનતા? કૌન ગોલા ઉચકનેકી ના બોલતા?' તીણા અવાજે એણે પૂછ્યું.

'મૈં ના બોલતા હૂં.' પગ સહેજ મંડારતાં પ્રદ્યોતે કહ્યું.

'એય સીધા બૈઠ.' પડખેના પોલીસે કહ્યું.

'તુમ સીધા ખડે રો.' પ્રદ્યોતે રૂવાબથી એને તતડાવ્યો. બાકીના હસી પડ્યા

'ફિતૂરી કરતા હૈ?' જશવંતે એક ડગલું આગળ આવી પૂછ્યું.

'તુમ ઇસકો ફિતૂરી બોલતા! મુઝે માલૂમ નહિ થા!' પ્રદ્યોતે આશ્ચર્ય બતાવ્યું.

પ્રકાશ મરક મરક હસતો હતો.

જેલમાં ફિતૂરીના આરોપ સાથે જ એ આરોપ સિદ્ધ થઈ જાય છે, એને સાબિતીની જરૂર રહેતી નથી.'

'તુમ ડીસીપ્લિન નહિ માનતા વો તુમ સમજતા હૈ?'

'મૈ અચ્છી તરહસે સમજતા હૂ'

'I warn you that you will be given thirty strapes, if you will not follow the discipline.'

'This brutal mentality? Is that your discipline? I put it aside off.' એણે અંગ વાળીને ટટ્ટાર થતાં કહ્યું. એની આંખનું તેજ સૌને દઝાડતું લાગ્યું

'Why I can't understand, Gandhiji himself tells to follow jail discipline strictly and to suffer punishment if it is broken, and you his called disciples put the discipline aside.'

'I think you are not appointed by Gandhism as its preacher.' પાછળનું વાક્ય ઝડપથી પ્રદ્યોતે પૂરું કર્યું. પણ તે પહેલાં એના ખભા પર એડીપોલોનો

ફેંકા પડ્યો હતો એક વૉર્ડર અને પોલીસ એનો હાથ પકડી ઓરડા ભણી ઢસડતા હતા બીજો પોલીસ એના હાથના સળવળાટને ગાંઠ કરવા પડખામાં મુક્કા લગાવતો હતો

મોગીનો પહેલો ફટકો પડતા જ પ્રદ્યોતના શરીરમાં એક અસામાન્ય ઝુઝારી પસાર થઈ ગઈ, એના શરીરનું રૂંવાડે રૂંવાડું બેઠું થઈ ગયું આંખો ક્રોધથી ફૂલી ગઈ ફાટતા નસકોરે એણે બૂમ મારી Do you want to beat me ? Dare you ?'

એના પડઘાનો અવાજ દૂર દૂર સુધી ફેલાઈ ગયો એના ભયંકર સ્વરને સાંભળી પોલીસોએ એ હાથ છોડી દીધા વૉર્ડરના હાથમાંથી હાથ છટકતાં એ ત્યાંનો ત્યાં બેસી ગયો–સૂઈ ગયો

'મુઝે લગાના મંગતા, લગાઓ–લગાઓ મૈં દેખતા હૂં ' એણે સૂતે સૂતે ત્રાસજનક સ્વરે ગર્જના પાડી

પ્રમાદ વગેરે એની આજુબાજુ ફરી વળ્યા જશવંત સહેજ અનેક ભાવો અનુભવતો ઊભો રહ્યો.

Come on Try, try.' પ્રદ્યોતે આંખો ગતાને બડી ગીરના ધિક્કારપૂર્ણ સ્વરે કહ્યું

'ઉસકો લે જાઓ લે જાઓ, પાગલ હો ગયા લગતા.' કહીને ઉશ્કેરાયેલો જેલર પાછો ફર્યો.

એના ગયા પછી પ્રદ્યોત ઊભો થયો, કપડાં પરની ધૂળ ખંખેરવા સહેજ નીચો વળ્યો ને પડી ગયો ત્રણે જણાએ મળી એને ઊભો કર્યો ને પોતાના ખભાનો ટેકો આપી આગળ ચાલ્યા

પ્રમાદ એના કરમાયેલા મુખ પર વિચાર કરતો પાછળ ચાલતો હતો એના અવાજમાં શું હતું? પિપાસા? શું એણે વાતાવરણના તારેતારને ધ્રુજાવતો આ ભયંકર અવાજ જગાવ્યો હતો?

'I had never imagined that the villian shall dare beat me ' ગૂંગળાતા અવાજે પ્રદ્યોત બે ચાર

: ૧૮ :

ચક્કીખાનું ' એ નામથી કુશળ ચિત્રકાર જેલના ચક્કીખાનાનું ચિત્ર દોરે તો બહારની દુનિયામાં એ જોઈને સનસનાટી ફેલાઈ જાય, સહૃદય માણસના હૈયામાં નર્ક જોયા પછીનો ત્રાસ ને કતલખાનું જોયા પછીનું મૂક ને આત્માના વિલેપન શું રુદન જન્મે ચક્કીખાનાનાં કતલના શસ્ત્રો બુઠ્ઠાં પણ ઝેર પાયેલા હોય છે કતલખાનાના કસાઈઓનો ઉદ્દેશ કતલ કરવાનો છે ચક્કી ખાનાના કસાઈઓનો ઉદ્દેશ રિબાવવાનો છે ચક્કીનો દાણો જેમ પિસાઈને વધુ ઉપયોગી નીવડે છે, તેમ દળનાર પણ વધુ પિસાઈને વધુ ઉપયોગી નીવડે છે, શાંત અને કહ્યાગરો બને છે પિસાતા દાણાની વેદના કોઈ ટપકાવી શકે તો દળનારની વેદના કોઈ સમજી શકશે

લાંબા પહોળા ઓરડામાં સો માણસોને સામસામા બે પડખે પડખે ઊભા રહી પથ્થરના દૈત્ય સાથે બાથોડિયા ભરતા જોવા . સત્તાવાળાઓને મન દાંતમાં તરણું લઈને શરણે આવતા પ્રતિ સ્પર્ધિને જોવા જેટલો આનંદ અને ગર્વ ઉપજાવે છે

ઓરડામાંની પચાસ ચક્કીઓનો ઘરઘરાટ, અવારનવાર કોઈની પીઠ પર પડતો વૉર્ડરનો એકાદ ફટકો, કે કદી કદી બે દળનારાઓ વચ્ચે વત્તુ-ઓછુ જોર કરવા માટે થતો ઝગડો, કોઈ ન દેખે તેમ લોટનો ભૂકડો મારી લઈ પોતાની ચાલાકી પર હસતો એકાદ કેદી-આ બધુ વાતાવરણને સતત ઘેનભર્યું ને ભારે ભારે રાખે છે ને એ ઘેનમાં ને ઘેનમાં દળનાર દળ્યે જ જાય છે-દળ્યે જ જાય છે-જ્યાં સુધી પોતે દળાઈને સ્મશાનની રાખમાં ન ભળે ત્યાં સુધી

ખરેખર આ જોવુ એ ભારી કરુણ દૃશ્ય છે—અંતર વીંધીને આ પાર ઊતરતુ

ઈશ્વરનુ નર્ક તો હોય કે ન હોય પણ માનવીએ તો નર્ક ઘડ્યુ જ છે

પ્રદ્યોતનને ને એમને પણ સવારસાંજ ગોળા ઊંચકવા લઈ જઈ સાવધાન થતા વારવાર જુદી જુદી સજા કરતા આખરે કંટાળી ચક્કીખાનામા ધકેલ્યા, પણ સાંજે તો પહેલે જ દિવસે ભયાવહ થઈ પડ્યા બે જણ વચ્ચે રહી આખા દિવસમાં દસ ચિઠ્ઠીઓ એ નોધી શકે તેમ હતુ એટલે વળી પાછા એકાન્ત કોટડીઓમા પૂરી હતુ તે ઘરી વણવાનુ કામ આપ્યુ માત્ર પ્રદ્યોતનને છેડા પગની બેડીમા દિવસ બધો દળવા માટે પૂરતા કારણકે એણે 'મારુ અપમાન કર્યું હતુ' એમ જશવંતની ફરિયાદ હતી

'આજે એનુ હિંદી મે બોલો' ક્યા ચાલ્યુ ગયુ!' દમગનુ ચાકર કરતાં પ્રદ્યોત મનમા ગણગણ્યો

સાંજે એ ગરકુને પોલીસના હાથમા ચિઠ્ઠી—કેદીઓનો થોકડો ન ના કહ્યુ 'ઇતના આદમીકો ઑફિસપે ભેજો'

એક પછી એક નબર પોકારીને બધા હાજર હતા એ પોલીસે જોઈ લીધુ ને પછી બહાર કાઢી ઑફિસ પર લઈ ચાલ્યો દરવાજા પાસે બે ત્રણ માણસ લેવા આવેલા ઊભા હતા આ સત્તર જણા ના ફિક્કા ને સુકાઈ ગયેલા મો ! ને આંખોનુ વિલક્ષણ તેજ ને પગની બેડીઓ જોઈ એમને ઊંડો ભય પેઠો એક જણે પેશાબના ડબા તરફ જતા પાછળ આવવા કહ્યુ પણ કોઈ ઊઠ્યુ નહિ

જીવનને અટેલીને સૌને લાઈનબંધ ઊભા રાખ્યા—પગ બંટ ખૂલી શકે તેમ નહિ હોવાથી એ વિના જ ચલાવ્યુ—ડાબા હાથમા ગોળા પકડી ક્રોસને ચાપતા હોય તેમ રાખી

'સામને દેખો'

સુપરિન્ટેન્ડેન્ટ જેલર સાથે આવતો હતો. આવીને બધાની પાસે ઊભો રહ્યો ને આગળ ચાલ્યો પ્રકાશ આગળ ઊભો રહ્યો જેલર તરફ જોઈ પૂછ્યુઃ 'Ringleader?'

'Yes'

'ઉધર જાઓ.' કહી સામી બાજુએ ઊભો રાખ્યો

પ્રદ્યોતને જોઈને કહ્યુ 'Insulting Mr. Yashvant?'

'Yes'

ટીકીટ આમતેમ ફેરવી સજાઓ જોઈ

'Ah! A lot of punishments, let him have one more'

'Yes'

'ઉસકી સાથમે જાઓ.'

'Too young a chap'

બોલી આગળ ચાલ્યો છે'ના પરથી એક મજબૂત જણાતા ભાઈને કાઢ્યા ને પ્રદ્યોતની સાથે ઊભા રાખ્યા

'લે જાઓ, સજા ચાર દિન ખોડા'

'Let all of them have soldiers dress' જેલરે કહ્યુ

વળ્યા ત્યારે બધા શણિયાના પોષાકમા શોભતા હતા

થોડી વારે બાકીના ત્રણ જણને અંદર બોલાવ્યા આ વખતે એમને ઓસરી પર લઈ જવાને બદલે વૉર્ડરે અંદર દરવાજામાથી ઑફિસના ઓરડા તરફ દોર્યા

આડાબેડી સાથે ઓરડાના પગથિયા ચડવા મુશ્કેલ હતા પ્રદ્યોતને થયુ કે શુ એમના હાલહવાલ પર મશ્કરી કરવા આ લોકોએ એમને બોલાવ્યા હતા?

ઠેસ્લા કેટલા ય પ્રસગોએ એના મગજને ઉશ્કેરી મૂક્યુ હતુ

એનુ મન બંડ જગાવતું હતુ 'શુ આ લોકોને શિક્ષા ન કરવી? આ લોકોને ચાહવા? એમના પગ ધોઈને હૃદયપલટો કરાવવો?' હૃદયપલટાની ફિલસૂફી એને ઊંડા ખાડામા દાટી દેવા યોગ્ય લાગી વિચારમા ને વિચારમા એણે પગથિયુ ચડતા સાવચેતી ખોઈ એ લથડ્યો ને બારણામા જ પડી ગયો. ઓરડામા હાસ્ય પથરાયુ પ્રહરી એને ન ઝાલ્યો હોત ને બારસાખનો ટેકો ન મળ્યો હોત તો એનુ નાક અને કપાળ લોહીથી રંગાઈ જાત. ટટાર થયા પછી એને લાગ્યું કે એનો સાંધેસાંધો તૂટી ગયો હતો સમસ્ત શક્તિ એણે માથુ ઊંચુ કરવામા ખરચી નાખી હતી આંખ હવે ઊંચી થાય તેમ ન હતી એણે એક ડગલુ પણ આગળ નહિ ચાલવાનો નિશ્ચય કર્યો આડાબેડી સહિત ચાલવાની ઢબ એને નાચનો એક પ્રકાર લાગતો હતો એ ઓરડાની વચમા જ ઊભો રહ્યો સુપરિન્ટેન્ડેન્ટ ને જેલર હજી હસતા હતા ડૉક્ટરના મોઢા પર અનુમોદનનુ આછુ સ્મિત હતું એનાથી નિસાસો પણ ન નખાયો એનુ હૃદય સુકાઈ ગયુ હતું એણે જીભ કચડીને લોહી કાઢ્યુ

જોયુ તો આખા ઓરડાને ભોંયતળિયે શેતરંજી બિછાવી હતી સામેની બારી આગળ આમસામે બે ટેબલ હતા જમણી તરફના ટેબલ પાસે એક અર્ધચંદ્રાકાર ખુરસી પર સુપરિન્ટેન્ડેન્ટ પોતાનો સ્થૂળ દેહ સમાવીને બેઠો હતો જેલર અને વડો ડૉક્ટર પોતાની ટોપીઓ ટેબલ પર મૂકી ઊભા હતા ખુરસી પર એક નાનકડી નેતરની પેટી મૂકી હતી.

ત્રણે જણા ફેશનમા ઠસેલી ઢબના પોષાકમા સજ્જ હતા ત્રણેના મુખ ઉપર લાલી અને તૈલી પદાર્થો ચોળી આણેલ કુમાશ હતી

'We have decided to flog you as you don't want to follow jail rules, and as one of you have insulted a jail official. If the

doctor consents with us each of you will be given 10 strapes; to-morrow or day after to-morrow.' સુપરિન્ટેન્ડેન્ટ ત્રણે સામે તાકી રહ્યો.

ડૉક્ટર ખુરસી પરથી પેટી લઈને પડખેના ઓરડા તરફ વળ્યો. પત્થર માફક સ્થિર ઊભેલ પ્રદ્યોતને પ્રકાશે હાથ ઝાલી પાછળ દોર્યો.

'હવે બહુ નથી.' એણે કહ્યું.

થોડી વારે ડૉક્ટરે આવીને કહ્યું·

'They are all well stout and sturdy.'

'Heart ?'

'Alright.'

ફટકાની સજા સાંભળી ત્રણે જણા દરવાજા બહાર નીકળ્યા. દરવાજા આગળ હજુ પેલા પાર્સલ લેવાવાળા બે જણ બેઠા હતા.

પ્રકાશે પ્રદ્યોતને પૂછ્યું. 'દસ ફટકાની સજા થઈ ખરું !'

'હા. દસમા તે શું ? ધરાઈ ધરાઈને મારવા દોને.'

'શું ?' બેઠેલા બન્ને જણ આશ્ચર્યસહ બોલી ઊઠ્યા

પણ પ્રકાશ ને એ તો આગળ ચાલી ગયા હતા.

સેપરેટમા તો સૌ ઇતેજારીથી પરિણામની રાહ જોઈ રહ્યા હતા. ફટકાની સજા થશે એમ સૌની કલ્પનામા આવી ગયું હતું; માત્ર રામુ ના પાડતો હતો એને મન આવી સજા તો પોતાના જેવા તોફાની ને ભરાડી કેદીઓ માટે જ રખાઈ હતી, બીજાને તો એના નામ માત્રથી ડરાવાય એટલુ જ. પણ જ્યારે એણે સાચેસાચ ફટકાની સજા થઈ એમ સાંભળ્યુ ત્યારે એ મૂઝાઈ ગયો. દહાડે દહાડે ન માનવા જેવા જ બનાવો બનવા માંડ્યા કે શું ! એ નીચુ જોઈને ચાલ્યો જતો હતો ત્યા અનિલે એને પૂછ્યુઃ

'નજરઅલી ક્યા છે ?'

# : ૧૯ :

ખરેખર પ્રદ્યોત આવ્યો ત્યારનો પીસતો ન હતો. નાનકડી ઓરડીના એક ખૂણામાં જારનો કોથળો નાખી દઈ એ ચાળા પર બેઠો. ચાળામાં પડેલ લોટમાં આંગળીઓ વતી કાંઈક લખવા માંડ્યો.

હવે જેલર એને શું કરવાનો હતો? કઈ સજા દેશે? એણે સજાની ગણતરી કરી જોઈ: ડંડાબેડી, આડાબેડી, ખડાબેડી, ગૂણી-કપડાં, ચક્કી, બોલીબંધ, સેપરેટ, ગોળા...બે વેઢા બાકી રહ્યા—ફટકા.

'એક બાકી...' એ હસ્યો. 'તો ગણતરી પૂરી થાય.'

'હા કાછ,' એને યાદ આવ્યું; બરાબર પૂરું. કાગળ ને લાયબ્રેરીનો હક્ક એ તો વાછા વધાવા, એ તો ગણાય જ નહિ. માર તો માખી ઉડાડી ગણાય. એ ખડખડાટ હસી પડ્યો. નાનકડી ઓરડીમાં એનો પડઘો ગાજ્યો. એ પડઘાનો વળી પ્રતિશબ્દ થયો. મૂંગો બનીને પ્રદ્યોત સાંભળી રહ્યો. પોતાનું હાસ્ય આવું ઘોર હતું?

'ઠીક, ઠીક, હું એ જ ઇચ્છું છું.' કહી એ ચાળા પર ચઢ્યો ને પાછલી હાર તરફ જોવા લાગ્યો, કાંઈ પ્રયોજન વગર—ખાલી નજરે.

બધી ઓરડીઓ ખાલી હતી. હોજ આગળ કે પાછલી બાજુ કોઈ ફરકતું નહોતું. બધું સાવ સૂમસામ—સાવ ખાલી. એમની જિંદગી પણ આવી જ એકાંતિક, સૂમસામ ને નીરસ ન હતી! સત્તર બોલતા, ગાતા, કૂદતા, જીવતા જીવ ત્યાં પુરાયા હતા પણ કાંઈ અવાજ આવતો હતો? જીવન કેવું જડ બની ગયું હતું! અવાજ

વગરનુ મૃત્યુ રસમય હોય તો કોણ જાણે ? જાણે પાછળ જ મૃત્યુ-નો પ્રદેશ હોય તેમ એણે બારીમાંથી બહાર એક લાંબી નજર ફેંકી

'યે ક્યા કરતા ?' ઓસરીમાંથી નજરઅલી ખૂમ મારતો હતો અવોતે પાછા ફરી જોયુ, એક સ્થિર નજર નાખી જાણે કહેતો હોયને

'જા, જા, ચાલ્યો જા ' પાછુ બારી તરફ મોં ફેરવી એ નીરસ સૃષ્ટિ જોવામાં લીન થઈ ગયો.

'એય સુનતા નહિ ? બહીરા હો ગયા ? ' ઓરડી ખોલતાં બોલતા નજરઅલીએ કહ્યું ને અંદર આવી હાથ પકડયો

'પીઓગા અભી ? '

'ક્યા ? તુમ હમકો શાંતિસે મરને દેના બી નહિ મગતા ?' એનો વિચિત્ર ને હૈયાને ઉતરતો અવાજ સાંભળી નજરઅલી ડઘાઈ ગયો ને હાથ છોડી દૂર ઊભો

'જા, હવાલદાર કો બોલના હો તો બોલ દો હમ નહિ પીસના મગતા ' ગજવશીની માફક પીઠ ફેરવી એની સૃષ્ટિ સાથે એ વાતો કરવા માડ્યો પોલીસ બહાર નીકળી ગયો

'મારી જગ્યાએ ક્રીમીનલ હોત તો, લઈને ઘટીનુ એક પડ ન દેઈ ? અંદર આવવાની હિમત જ શેની કરે ? હરામખોર એ જ લાગનો છે '

સાંજ સુધી એમ ને એમ એ ઊભો રહ્યો સાંજે આરામ જેવા શ્રીપતરાવ આવ્યો ત્યારે નીચે ઊતર્યો

'સારા દિનભ રાય પાઉન્ડ બી નહિ પીસા હૈ, દુપેરકો કુછ પીસનેમ બોલા તો કહતા હૈ કે 'હમ પીસનેવાલા નહિ હૈ, હવાલદાર કો બોલો ' કૈસા મિજાજ ! ઈધર શાદીમે આયા હોગા' નજરઅલીએ કહ્યુ

'એસા નહિ, લેકીન ઉસકી તબિયત તો દેખો કૈસી હૈ ?' શ્રીપતરાવે પ્રવોનનો હાથ ઝાલ્યો

' કૈસા બુખાર આયા હૈ, ઉસકી આંખ દેખો કૈસી લાલ હો ગઈ હૈ, ઉસકો સતાના મત. '

' વો તો કલ-પરસુકા રોજ ઉસકો ફટકા મિલનેવાલા હૈ ઇસ લિયે ગભરા ગયા હૈ.'

' ફટકા ? ઇસકો ? કાયકુ ? '

' કાયકુ ક્યા, કાયદા નહિ માનતા ઇસ લિયે. ' નજરઅલીએ લોટ ફીંદતાં કહ્યું.

' યે સબ લોગકે લિયે કાયદાકી ક્યા જરૂરત હૈ વો હમ નહિ સમજતા. વો ભાગતા નહિ, ઝગડા કરતા નહિ, કામ ભી ઠીક ઠીક કરતા, કભી ગાલી નહિ બોલતા, કભી અમલદાર પર એસલ્ટ ( Assult ) ભી નહિ કરતા. ઉસકે લિયે કાયદાકી ક્યા જરૂરત હૈ ? ' શ્રીપતરાવે દિલસોજ સ્વરે કહ્યું.

પ્રદ્યોત તરફ ફરીને એણે કહ્યું: ' ગાંડા મત નિકાલો. ફટકા મેં કુછ બડી બાત નહિ હૈ, ગભરાના મત. ' કહી એ બહાર નીકળ્યો.

' બડી બાત હૈ કે નહિ વો તો જભી પડેગા તભી માલૂમ હોગા. કુલા લાલ લાલ હો જાયગા ખૂનસે. ' નજરઅલી પાણી લેવા સૌને બહાર કાઢતાં બોલ્યો.

પ્રદ્યોત કોટડીમાથી બહાર નીકળ્યો ત્યારે એનો દેખાવ જોઈ પ્રકાશને પારાવાર દુઃખ થયુ. એ મજબૂત, ગર્વિષ્ઠ ને સુડોળ શરીર અત્યારે લોટથી ઓધરા ઓધરાભર્યું હતું. એક હાથમાં કોથળાની ચડ્ડી ને બંડી ઝાલી લગોટભેર એ પડવા માટે ચાલતો હોય તેમ જતો હતો. નીચું મોઢું કરી એ જાણે આક્રંદ કરતો હતો ને ઊંચે કે આજુબાજુ કોઈ સાંભળનાર ન હતું.

પ્રકાશને સમજ પડી નહિ કે શું કરવુ ! દુઃખનો તો એ સાથીદાર હતો, પણ મૂંઝવણનું શું ! એમાં સમભાગી કઈ રીતે થવું ?

' કેમ તાવ આવ્યો છે ? ' એણે પાણી લઈને આવતાં પ્રેમથી પ્રદ્યોતનો હાથ પોતાના હાથમાં લીધો.

'તાવ' ના, ના, અહીંયા જુઓ.' એણે પ્રકાશનો હાથ લઈ પોતાની છાતી પર મૂક્યો.

એનો ચહેરો તણાઈને બેડોળ બની ગયો.

'માગથી નથી સખાતું. મને જીવતા જીવતા મરીને વહી દટાઈ જવાનું મન થાય છે—સોને લઈને.'

ઊંડું ધુણાવી ભારે નિસાસા નાખતો એ ઓરડામા ચાલ્યો ગયો.

સાંજે આખી ઓસરીમાં એક જાતની વિચિત્ર શાંતિ વ્યાપી ગઈ. રોજ સામાન્ય રીતે પોલીસ ને વોર્ડર ચાલ્યા ગયા પછી વાતો થતી, ગાયન ગવાતા કે કાંઈ ને કાંઈ ચર્ચા થતી. સંપૂર્ણ શાંતિ તો રતપાળી કામ પર આવતા જ પથરાતી. એ રીતે આજની શાંતિ અકુદરતી તો હતી જ, કાંઈક આગાહીસૂચક હતી. ગહેનાગને મનમા એક વિચિત્ર જાતની ચીડ ચડતી, મગજમા એક અગોચર તોર ચડતો. કુદરત દૃશ્યને વધુ ગભીર બનાવવા આજે ભીષણ વેષ સજતી હતી. વાતાવરણ રુદ્રવેશ પરિધાન કરતું હતું. ચારે દિશાઓ વાદળા દોડી દોડીને એકજથ્થે જેના પગના ચોગાનમા એકઠાં થયાં હતા. જેનને આવરતું ઘટાટોપ શ્યામ આવરણ બન્યું હતું. સાંજના આહ્‌લાદક ને શાંત સૂર્યકિરણોએ આજે ક્યાંની ઓસરીમાંથી વિદાય લીધી હતી. સૌમ્ય ને મીઠા પવનને બદલે ઠંડો—અત્યંત ઠંડો પવન વાવા માંડ્યો હતો. ધીમે ધીમે એણે શક્તિ પ્રદર્શિત કરી. અર્ધાએક કલાકમા તો આખી સૃષ્ટિમા કંઈક ભારે ઉત્પાત થવાનો હોય તેવું રૂપ કુદરતે ધારણ કર્યું.

અનારતનાદ આવતા જબરદસ્ત વટોળિયાએ ઝાડીઓને મૂળથી ભરી દીધી ને ગોળ ગોળ ફરી સહુને અસ્તવ્યસ્ત કરી મૂક્યા. એ વટોળિયાઓને ચીરતી કોઈ કોઈ વાર વીજળી ઝગઝગ કરતી ચેટી જતી. તો જબરદસ્ત કડાકા ને મેઘ વરસાદ પડવો શરૂ થયો.

ગત્રે નવેક વાગ્યે તો રુદ્રદેવ પોતાનું વિરાટ રૂપ ધરીને જગતના પ્રલયકાળ માટે આવ્યા હોય તેવુ દૃશ્ય બની ગયુ પ્રદ્યોત ઓરડીમા એકો હતો, તે આ બધુ દૃશ્ય જોઈ ઊભો થઈ ગયો. બારણાના સળિયા ઝાલી ઘોર અંધકારમા વીજળીના ચમકારા વખતે એનું મુખ જોનારથી વિસરાય તેમ ન હતુ બહાર જબરદસ્ત તોફાન જામ્યું હતું મેઘનો વારંવાર થતો ગડગડાટ સાભળી પડઘેના ડુંગરાઓ હુંકારથી ખળભળી ઊઠતા ને એ હુંકાર એમ ને એમ આગળ ને આગળ અનંત ધમ્રમાળ બ્રહ્માંડમા વિસ્તારતો એકાદ ઠેકાણે વીજળી પડી અને અગમરોડના અનેક દૃશ્યો બતાવતી અપ્સરા તેજોમય ને વિનાશક પૃથ્વીના પડ ચીરતી અંદર સમાઈ ગઈ ઘડીકવાર ઝળહળાટથી શોભી પૃથ્વી પાછી અંધકાર, હુંકાર ને ગડગડાટમાં સમાઈ ગઈ એક ભારે ગડગડાટ થયો જગતના પાપોનું તહોમતનામુ પોકારાયુ અખંડ ધારે વરસતા વરસાદને પવને કોટડીમા ધક્કેલ્યો પ્રદ્યોતના અંગેઅંગમા એક કંપારી પસાર થઈ ગઈ વીજળીએ એની આખી ઓરડીમા અવર્ણનીય તેજ ફેંક્યુ એ જબરદસ્ત વાદળસમૂહો અથડાયા હોય એમ લાગ્યુ વરસાદ પૃથ્વીને જલનિધિમા ડુબાવી દઈ પાતાળે ઉતારી દેવા માગતો હોય તેમ વધારે જોરથી ઝીંકાવા માંડ્યો

પ્રદ્યોતના કંઠમાથી ગીત શરૂ થયુ—એ જ છાતી ચીરીને આવતો અવાજ, દર્દમય ને ન ભુલાય એવો સ્વર

'જાગો જગના ક્ષુધાર્ત, જાગો દુર્બલ અશક્ત.
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે
ભેદો સહુ રૂઢિબંધ આંખો ખોલો રે અંધ,
નૌતમ દુનિયાનો સ્વર્ણ સૂર્યોદય લાવે

પૃથ્વીતટ પર વસતા શ્રમજીવીઓને—પીડિતો શરીર ને આત્માના સહુ દલીતોને મદદગો સભળાય માટે જાણે એનું ગર્જન મધરાત્રે ઘેરા, ક્રાંતિ ને ઉલ્લાસમય સ્વર આગળ વધ્યે જતો હતો.

પૃથ્વીને જીર્ણ પાપ આંસુડે સાફ થાય,
રક્તે ધોવાય જાલિમોનાં દળ ભાગે;
જાગો જગના ગુલામ, દેખાયે દિવ્ય ધામ,
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે,
દેવા દુષ્ટોનો દંડ ઘોર કાલ જાગે.

પીડિતોના અન્યાયને એના સ્રષ્ટાની હજૂરમાં સંભળાવવા માગતાં હોય તેમ બે વાદળાં અથડાયાં. કડડડડ—ગડડડડ અને એ બન્ને ચીરીને શુભ્રરચિત નંદનવનના વિનાશકોને સાફ કરવા માગતી હોય તેમ વીજળી પડી. પ્રદ્યોતની સામે ફળિયામાં જ.

એને જબરદસ્ત આંચકો લાગ્યો—ને નીચે પછડાયો.

: ૧૯ :

પગેઢ એ કુદરતે મનુષ્યાલોને અર્પેલ મહાકાવ્ય છે સંધ્યા ભલે કાવ્યમય હોય પણ પરોઢ જેટલુ નહિ પરોઢમા આશા છે, કલ્પના છે, સ્ફૂર્તિ છે, બગફના ઉજ્જવળ પડ ચીરીને ઊતરતી ભાગીરથી સમ પાવિત્ર્ય છે, સજીવનીના આ બધા અંગોનુ સુભગ સમિશ્રણ છે મધ્યાનમા ઉકળાટ ને પ્રખરતા છે સંધ્યામા સૌંદર્ય છે પણ ગૃહરાણીનુ, સંધ્યામા શાંતિ છે પણ એ થાક પછીની શાતિ લાગે છે વધુમા સંધ્યામા માર્દિક ગ્લાનિની છાયા છે, અંધકાર ઊતરતો હોવાને લીધે હશે? મધ્યરાત્રિ તો ઉદ્દીપક ને પ્રગાઢ અધકારમય છે જ્યારે પરોઢ! પરોઢમા કૌમાર્યના સૌંદર્યની નિર્દોષતા ને પાવિત્ર્ય છે એમાં ઉત્તેજકતા નથી પણ ઉત્સાહ છે, એમા શાતિ છે, નાહીને બહાર નીકળતા બાલયોગી સી! એમા મૃદુતા, ચિતન રીનતા બધુ છે પરોઢ સર્વાંગસુન્દર છે, સપૂર્ણ છે પરોઢે બળદને ખેતરે દોરી જતો ખેડૂત, એકાદ ઘરમાંથી આવતો મીઠો ઘેરો ઘટીનો અવાજ, છાશના વલોણાનો ઝડાટ, કૂકડા ને બીજા પક્ષી જગતનો કિલકિલાટ, મીઠી ઊંઘમાં વીખરાયેલ વસ્ત્ર કે લગ્વાળી મુગ્ધા, શશી અને સૂર્યનો અસ્તોદય, બધુ યે સુદર-સપૂર્ણ લાગે છે, હસ્તક્ષેપ કર્યા સિવાય જોવા ને સાભળવાની ઇચ્છા થાય એવુ પરોઢમાં માણસ, પશુ, પક્ષી સર્વે આનદી, આશાવાન ને સૌંદર્યના સજીવન પ્રતીક સમ લાગે છે

પ્રકાશ પરોઢિયે વહેલો ઊઠી ગયો રાતનો વરસાદ ને વાદળાં બધુ અદશ્ય થઈ ગયુ હતુ સ્વચ્છ આકાશમા ચદ્ર સૌભાગ્યવતી

ના ચાલ્લા જેવો શોભતો હતો આખા ચોગાનમા રૂપેરી ચાદની ઝરતી હતી, ચોગાનમા ભરાયેલ પાણીમાં અનેક ચદ્ર તરતા એ પરથી આવતી શીતળ સુખકર પવનની લહરીએ પ્રકારની સુસ્તી ઊડાડી દીધી મોઢુ ધોઈને એણે એક-બે આટા માર્યા આજનો દિવસ એમને માટે ઉત્સવદિન હતો એ યાદ આવતાં એ ઓરડી વચ્ચે બેઠો પહેલે જ દિવસે પાછલી બારી પરથી મળેલ ખીનો શોધી બેઠી સાથે ઠમકારી જોયો, ભજનિક જેમ તબૂરાનો તાર મેળવે તેમ. રોજ સાજના આમ તૂટ્યોફૂટ્યો કે હાસ્યાસ્પદ તાલ લેતા ભજન ગાવાનો એને અભ્યાસ હતો ખોખારો ખાઈ એણે ગળુ સાફ કર્યુ —

ઠાકુર તવ શરણાઈ આયો,

એણે ધીમેથી શરૂ કર્યું

ઉતરી ગયો મેરા મનકા સશા
જબ તેરા દરશન પાયો ઠાકુર
દુખ નાઠે સુખ સહજ સમાયે
આનદ આનદ ગુણ ગાયા. ઠાકુર
અનબોલત મેરી બિરથા જાની
અપના નામ જપાયા ઠાકુર.

એણે ફરી ફરીને ગાયુ

અનબોલત મેરી બિરથા જાની

ભજન પૂરુ થતાં એનો સ્વર દ્યાર્દ્ર બની ગયો થોડી વાર બધ આખે એ બેસી રહ્યો બહાર ચાદની રેલાતી હતી એની બધ આંખોમાં ભાવ રેલાતો હતો એ ઊભો થયો અને શુદ્ધ-ઉચ્ચ કઠે શ્લોક ઉચ્ચાર્યો

स्वकर्म फल निर्दिष्टां यां यां योनि व्रजाम्यहम् ।
तस्यां तस्यां हृषिकेश त्वयि भक्तिर्दृढास्तु मे ॥

શ્લોકમાં સનાતન તત્ત્વના ધ્યાન કરતા દાદાની યાદ વધુ હતી.

પડખેની કોટડીમાં કોગળા કરવાનો અવાજ આવતાં એ સમજ્યો કે પ્રદ્યોત ઊઠ્યો. બારણા પાસે જઈને એ ઊભો રહ્યો. ગઈ રાતના પ્રદ્યોત ઓચિંતાનો પડી ગયાનો અવાજ એણે સાંભળ્યો હતો. એનો પણ હાથ સહેજ બારણાને અડેલ હોવાથી વીજળીનો આંચકો લાગ્યો હતો. એટલે પ્રદ્યોત પડી ગયો એ આંચકાને લીધે જ એ તો એને સમજાયું; પણ એના પગમાં બેડી હતી. 'કેવુંક વાગ્યું હશે?' વરસાદમાં કોઈ પોલીસ આવે તેમ ન હતો. 'કોને બોલાવુ?' પણ થોડી વારે પ્રદ્યોતે ઊઠીને પાછું બીજું ગીત એથીયે બેવડા જોરે શરૂ કર્યું હતું. પ્રકાશે એને બૂમ મારી ને કેવુંક વાગ્યુ છે એ પૂછ્યું. પણ અસારે એ જવાબ દે તેમ ન લાગ્યુ. કુદરત પણ આજ ઘેલી બની હતી; એ પણ આજ ઘેલો બન્યો હતો. મોડી રાત સુધી એણે એક પછી એક ચડિયાતાં–દર્દમય સ્વરે ગીતો ગાયા કર્યાં; છેક વરસાદ નરમ પડ્યો. પોલીસે આવીને એને ટપાર્યો ત્યારે શાંત થઈને સૂતો.

'પ્રકાશભાઈ! તમે ગાતા હતા?' પ્રદ્યોને પૂછ્યું. એના અવાજમાં ગઈકાલ કરતા વધુ નિર્મળતા હતી.

'હા, કેમ, જાગતા હતા?'

'વિવેકાનંદના જીવનચરિત્રમાં એક વાત આવે છે: એમના કુટુંબને એક દિવસ ખાવાના પણ સાંસા પડ્યા. પોતે પણ નોકરી વગરના. જ્યાં જાય ત્યાં નકાર મળે. પોતે ઘેર ખાય નહિ; રખે બીજાને એટલા ભૂખ્યા રહેવુ પડે તો! મા પૂછે તે કહે કે 'આજ તો દીનાનાથને ત્યાં જમવાનું છે', 'આજ તો રુચિ નથી.' એ દશામાં એક સંધ્યાએ મિત્રમંડળીમા કોઈએ ગીત ગાવાનું કહ્યું– ઈશ્વરસ્તવન જેવું કાંઈક. ત્યારે એણે જવાબ દીધો એ યાદ રાખવા જેવો છે: 'એ ઈશ્વરનાં ભજન ખાઈપીને સૂઝે છે, ભૂખ્યા પેટ નહિ.' મને પણ થાય છે કે એ શાંત ચિત્તે સૂઝે, જલતા હૈયે

નહિ. તમે સમજી શકો છો ? ' અધમૂઆ માણસને ભૂલમાં કબર-માં દફનાવતા હોય ને એચિંતાનું ભાન આવતાં જે નિર્બળ ને આતુરતાપૂર્ણ સ્વરે બોલે તેમ પ્રદ્યોતે કહ્યું.

'પ્રદ્યોતભાઈ! તમારી વાત હું સમજું છું—આજનો નહિ, જે દિવસના તમને જોયા તે દિવસનો. આ બધો ત્રાસ, આ કષ્ટ એ વેદના આગળ મને તૃણવત લાગે છે. પણ એ વેદનાનો ઈલાજ હું શોધી શકતો નથી. તમે શું થાય તો શાંતિથી લડી શકો ?'

'તમારા જેવો બનું તો.'

'બીજો રસ્તો જ નથી ?'

'ના.'

'પણ તમે શું માંગો છો ?'

'મને કાંઈ જ સમજણ પડતી નથી. એટલી સમજ પડે છે કે મને નજરઅલીના પટ્ટા પર Temporary warder લખેલું જોઈ એને 'એ વૉર્ડર ' એમ કહી બોલાવવાનું મન થાય છે. મને થાય છે કે આવાને હવાલદાર કહી શા માટે બોલાવવો !'આવું આવું થાય છે. બીજી કાંઈ ખબર પડતી નથી.'

'પણ જે દુઃખો આપણે સ્વીકાર્યાં છે, નરી આંખે ને વિશુદ્ધ બુદ્ધિએ જોઈને વહોર્યાં છે એ વિષે સંતાપ શા માટે ? આ કે આથી વધુ ત્રાસ સહન કરીને પણ આપણને થતો અન્યાયો નાબૂદ કરવાનું આપણું વ્રત છે. માનો કે કદાચ આવતી કાલથી આપણે અપવાસ કર્યા. અપવાસ દરમિયાન તમારું આથી પણ વધુ અપમાન કરવા માંડ્યા એથી શું તમે અપવાસ છોડી દો ?'

'જરા ય નહિ.'

'શા માટે ? તમને અપમાન અસહ્ય છે ને અસહ્ય એટલે તો તમે આગળ જઈ જ ન શકો—તમારે પાછું જ વળવું રહ્યું. વસ્તુતઃ એવે પ્રસંગે અપમાન સાલતાં હોય તોપણ આપણે ગણી.

જવા જોઈએ, ને એને એવી રીતે દેખાડવુ જોઈએ કે ' ભાઈ, તારુ શસ્ત્ર નકામુ ગયુ છે હુ તો અજેય છુ ' હુ કે' દિવસનો જોઉ છુ કે તમે આઘાતની સાથે જ પ્રત્યાઘાત કરવા ઇચ્છો છો ? આ પ્રત્યાઘાત નથી ? '

' ના, એ તો આપણે અપમાન સહન કરી લઈએ છીએ એ નીચ માણસો આપણને પશુ બનાવવા ઇચ્છે છે, ને કહે છે કે મેઢા બનો, કૂતરા બનો, ખમગદાર માણસ તો નહિ જ એથી એક પક્ષ મેઢા-ગુલામ બની ગયો બીજો કૂતરા જેવો નિમકહલાલ થવા મથે છે આપણે પણ એ રીતે મેઢા નથી બની જતા ? નજરઅલીને તમે મેઢા જેવા કેમ નહિ લાગતા હો ? '

' ના, ના, કદી પણ નહિ એ આપણને કહે છે કે હુ મારીશ, ગાળો દઈશ, ફટકા લગાવીશ, જો તમે પશુ જેવા નહિ બનો તો, પણ આપણે તો પ્રત્યેક ગાળે-પ્રત્યેક ચાબુકે વધુ ને વધુ મક્કમ બનતા જઈએ છીએ ને એ વધુમાં વધુ હાર પામતો જાય છે મોટામા મોટી હાર તો એ છે કે એ મનુષ્ય મટીને હેવાન બનતો જાય છે આથી વધુ મોટા પ્રત્યાઘાતની તમે કલ્પના કરી શકો છો ? હાડચામના દેહધારીમા શક્ય એવી એક નમળાઈ જ્યારે તમારામાં એ ન શોધી શકે ત્યારે એને કેવો અફસોસ થતો હો એ સમજી શકો છો ? પ્રત્યેક અનુભવે એ હાર પામીને ઘેર નિરાતે સૂઈ શકતો હશે ? ના, ના, કદી પણ નહિ વૈર જોઈએ છે ? આ વૈર તમે નિશસ્ત્ર, તમે બળહીન, તમે એકલા-અટૂલા, પુરાયના, બધાયલા, તમારા એ શત્રુની નિદ ઝપી લો એ કેવો જબ્બર ફટકો છે ? એ તમારા ઉપર કાબૂ મેળવવા જતા પોતાની સગી નિદર ઉપર કાબૂ ગુમાવી બેસે છે એવો બીજો કયો વ્યૂહ છે કે શત્રુને આવી રીતે બેહાલ બનાવી શકાય ? એના હાથમા સત્તા છે, એના હાથમાં શસ્ત્રો છે, એના હાથમાં તમને એક ક્ષણમાં નમાવ

વાનો તનમનાટ છે. ને સત્તા શરમાઈ જાય છે; એ ઉત્સાહ શમી જાય છે, રહ્યાંસહ્યાં શસ્ત્રો યે એને દગો દે ત્યારે એને શું થતું હશે ! એક મનોજ જેવડો બાળક જેલના ઈશ્વિર સમ અધિકારીઓને અટ્ટહાસ્ય કરીને પડકાર કરે, એના પ્રત્યેક શસ્ત્રને ફૂંક મારીને ઉડાડી દે એમાં વિજય કોનો છે ? પરાજિત કોણ છે ? એ તમને અપમાને છે એટલા ખાતર કે તમે એનાથી નિર્બળ બનો; કંટાળીને કાપુરુષ થાઓ, અપમાનની અસર થવા દઈ તમારી નિર્બળતાનું પ્રદર્શન કરો. તમે એ પ્રદર્શન કરવા ઇચ્છો છો ? તમે જેને શત્રુ માનો છો એને વિજયી ને ગર્વિષ્ઠ બનવા દેવાની મરજી છે? મારે મન તો એ જુલમોના જે જુદા જુદા અખતરા કરે છે એ બધા આપણને નમાવવા, આપણામાં રહ્યાસહ્યા મનુષ્યત્વનો વિકાસ કરવા. ને મનુષ્યત્વ એટલે કોઈ ભવ્ય સંકલ્પ, કોઈ કલ્યાણ કામ માટેનો અડગ કર્મયોગ ને ત્યાં આપણો રાહ સીધો ને સાફ છે. આપણે પણ બનીને એમની હારમાં ઊભા ન રહી જઈએ, આપણી માનવતાનું એક બિંદુ પણ ન ઢળી જાય. એના ભયંકરમાં ભયંકર શસ્ત્રની નિષ્ફળતા એટલે આપણો વિજય...' પ્રકાશ શ્વાસ લેવા થોભ્યો. એને હતું કે કદાચ પ્રદ્યોત વચમાં બોલશે. પણ એ તો ચૂપ હતો.

'તમને ઘણી વખત એમ થતું હશે કે હું લાગણી વગરનો છું, મારામાં અપમાનોની સામે રોષ ઊભો નથી થતો, પણ એમ નથી. મને અસર તો થાય જ છે. પણ એ બતાવવામાં હું આપણી હાર જોઉં છું. એટલે એની એકેએક કસોટી હું હસતા ચહેરે વધાવું છું. આજે બપોરે ઑફિસમાં દાખલ થતા વખતની વેદના શું મેં નહિ અનુભવી હોય ? એ કેવું હીચકારું દૃશ્ય હતું છતાં યે મેં તો ફટકાની સજા સાંભળ્યા પછી 'Thank you' કહેવામાં જ આપણી અગ્રતા જોઈ. ને ફટકા ખાધા પછી પણ એને Thank

you કહીને જ ઊભા રહીએ તો એ હાર કોની છે? એને હરાવવાનો સહેલામાં સહેલો છતાં ઉજ્જવળમાં ઉજ્જવળ રાહ કયો છે? ને એ રીતે મળેલી હાર એ કદી ભૂલવાનો નથી. જીવનમાં ફરી કોઈ વાર આવો પ્રસંગ આવતાં એના હાથ ધ્રૂજવાના છે. તમને આવું બધું કદાચ ઝડપથી ગળે નહિ ઊતરે પણ એક વસ્તુ તો તમે કબૂલ કરશો કે:જો આપણે જીવશું તો તો આજના અન્યાયી કાયદાને ને અમાનુષી વર્તનને નાબૂદ કરીને ને મરશું તો તો આ જેલ તો શું પણ હિંદુસ્તાનની બધી જેલોમાં આની અસર પહોંચવાની જ છે, ને જે માણસ આજે કાયદાઓને સલામત ને અડગ માને છે તે ઊઠી જવાના છે. છેવટ ખોખરા તો થવાના જ છે. આ જ તમારો પ્રત્યાઘાત નથી? હું વારવાર એકની એક વાત એટલા માટે કરું છું કે જો તમે પ્રત્યાઘાત ન માગતા હો તો આ છે; જો તમે વેર માગતા હો તો આ છે. એનાં શસ્ત્રો સાવ નિષ્ફળ જાય, એના અચળ કાયદાઓ ઊડી જાય, એ પોતે માણસાઈમાંથી નીકળી જાય ને આપણે તો વધુ પ્રાણવાન–વધુ તેજસ્વી બનીને બહાર આવીએ.'

પવનની એક ઠંડી લહરી આવી. ઓસરીમાં પોલીસનાં પગરખાં ઘસાયાં.

અનિલ ગાતો હતોઃ

તારી ટેક ત્યજાવવા મથનારા કરાલ,
મૃત્યુને તેં અર્પ્યું ગોદ માવા તણી;
કે શું પ્રિયમિલનની રાત સોહામણી.

'અરે ! અરે ! એ શું કરે છે ? હમણાં નજરઅલી આવશે—કાયદા કરા'વા માંડ. ઈ પાઘડી–પટ્ટાની તો હજુ બહુ જરૂર છે, એ તો અનિલ અમસ્તો ચીડવે છે.' પ્રકાશે કહ્યું.

'એટલે જ હું પાઘડી–પટ્ટો રાખું છું. હું નો હોઉં તો હુસેન જેવો કોક આવે ને પછી બેઉ સરખા ભેગા થાય અચ્છા, ખડે હો જાઓ, ફિરાઓ મો, ચલ આગે, વાંક નીચે, ડુબાવ ચલુ ' પટ્ટો સરખો બાંધતાં એણે માળા જપી વોર્ડ્ગના કચ્ચાએ તાર કર્યો 'એ વોર્ડર ' એ હાથ વતી ટોપાનો આકાર બતાવતાં સૂચવ્યું કે 'સા'બ આવે છે.'

બધા ચૂપચાપ મસી ઘસવા માડયા.

'તુમ લોગ કીતની દેરી કરતે હો ! જલદી કરો. એસા નહિ ચલેગા. ચલો ઉઠાવ ચલુ ' ગમુએ હુકમો છોડવા માંડયા.

'યે ટટ્ટીમાલા, નીકલો, જલદી નીકલો. ' એણે બૂમ મારી.

'તુમારે દો આદમીકો આજ ફટકા મિલેગા. ઉસકો દસ લેકીન દુસરા સબ આદમીકો તીસ તીસ મિલેગા. યાદ રખ્ખો હમ પહેલે સે બોલ જાતા હૂ.' ડેપ્યુટી જેલરે કહ્યું

'હસતા હૈ ?' પ્રદ્યોતને હસતો જોઈ પૂછ્યુ.

'We don't know how to weep Sir.' પ્રદ્યોતે વળી હસીને જવાબ આપ્યો

'Alright I will teach you how to weep to begin a life-long weeping. I warn you Mr. Praddot, you will never and never come out of this cell, breaking jail regulations you will be brought again and again before the court and get the additional sentence.'

નિર્ઘૃણ અવાજે ધમકી દઈ એ ચાલ્યો ગયો.

'અમે તમને ફટકા પડશે તે દિવસથી એટલે આજથી જ ઉપવાસ પર જવુ એમ નક્કી કર્યુ છે ' ઓસરી પર ચડતાં અનિલે પ્રકાશને કહ્યુ

'એમ ? ક્યા સુધી ?'

'જ્યા સુધી માગણીઓનો સપૂર્ણ નિકાલ ન આવે ત્યાં સુધી '

'શી શી માગણીઓ રાખી છે ?'

'એક તો તમને ફટકા માર્યા છે, ને બીજાને અમસ્તા માર્યા છે તેને માટે સુપરિન્ટેન્ડેન્ટ દિલગીરી જાહેર કરે ફરીથી આવુ પગલુ નહિ ભરવામા આવે એની આપણને વિશ્વાસપાત્ર લાગતા આપણા માહેના જ ચાર મોટા ભાઈઓ સમક્ષ ખાતરી આપે ત્રીજુ આપણી ચાલુ સજાઓ રદ થાય ને આપણા જે હક્કો કાગળ, લાયબ્રેરી ઇત્યાદિના ઝૂટવી લેવામા આવ્યા છે તે પાછા આપવામાં આવે પગ પર હાથ મૂકવા કે વાંકા નીચે ઇત્યાદિ આપણા માટેના અનાવશ્યક ને સ્વમાનભગ કરનારા કાયદાઓ રદ થાય, ને ફરીથી કોઈ પણ ખટલા વખતે આપણને સાભળે એટલુ હાલ તો રાખ્યુ છે ' ગભીરતાથી એણે કહ્યુ

'ને આ શરતો ન સ્વીકારે ત્યા સુધી ઉપવાસ કરવા કેટલા તૈયાર છે ?'

'એક સિવાયના તમામ—વિનયભાઈ એમ કહે છે કે હું છેવટ સુધી કદાચ ટકુ કે નહિ, એટલે અત્યારે તો પાચ ઉપવાસ કરવાનુ કહે છે '

'એ સિવાયના બધા યે ! તમને ઉપવાસ કરી ને ફટકા મારશે તો ?'

'અમને વિચાર કરતા આ જાતના જુલમો સહન કરવા કરતાં એકસામટો એનો સામનો કરવો વધુ યોગ્ય લાગે છે અને એના પરિણામે જ આ નક્કી થયુ છે તમને ફટકાની સજા ન થઈ હોત

તો યે હું ને નારણભાઈ તો વિચાર કરતા જ હતા. છેવટ કોઈ નહિ તો અમે બે જ શરૂ કરત.'

'વાહ રે વાહ! અમને એક બાજુ જ મૂકી દીધા. સહેજ દૂર રાખ્યા એનું આ ફળ. તમને એકલાને ઉપવાસ કરવા દેત ખરુ ?' એણે અનિલના કાન પકડયા.

'બહુ પક્કા છો. ઠીક ચાલો તમે કહો છો તેમ ઉપવાસ શરૂ થયા, યતીન થવાનો સૌએ નિશ્ચય કર્યો, એ ક્યાં સુધી ટકશે એમ લાગે છે?'

'મારુ પૂછતા હો તો જીવનદીપ ઓલવાય ત્યા સુધી.'

'પણ બીજા બધાનુ ? તમે તો સેનાપતિ છો એટલે બધાની ગણતરીએ હલ્લો શરૂ કરવો જોઈએ ને ?'

'સૌને મુશ્કેલીઓ છતા એ જ પસદ પડયુ, ને સ્વીકાર્યું.'

'ઠીક, બસ આટલી ઉમ્મરે કાચા-કુવારા મરી જવુ છે ? શુ ખરેખર જગત પર વૈરાગ્ય આવી ગયો ?'

'અરે એમ કોણ મરવા દેતુ હતુ ? નાહકના શુ ગભરાવી મારો છો ?' પ્રદ્યોત બોલ્યો.

'કેમ ? હુમમાં કાંઈ માણસાઈ દેખી ?'

'વાહ ! તમે ય ઠીક બોલો છો, હુમમા તો નહિ પણ બીજા કોઈમા તો માણસાઈ હશે ને ?'

'કોઈમા નહિ તો ઈશ્વરમા હશે જ, પણ મનોજ તે મારા સવાલનો જવાબ કેમ ન આપ્યો ?'

'મારે શો જવાબ આપવાનો હતો ? હું ય જરાતરા સહન કરી શકુ છુ એવી હજુ પણ તમને શ્રદ્ધા ન બેઠી હોય તો એટલી મારામાં ઊણપ બીજુ શું ? પણ તમારી સાથે જ મને ફટકાની સજા થઈ હોત તો ઠીક હતું. આ બધી ચિંતા તો ન રહેત.'

'વાહ ! તુ ફિલસૂફી કર્યાથી શાખ્યો વળી !' સૌ પોતામાં જ ઊણપ જોવા માંડયા

'દાદાએ કહ્યું તેમ મુશ્કેલીઓએ મને શીખવ્યું '

'વળી, ફિલસૂફી ! મને એકને જ થવા દો ને ! '

'ઠીક ઠીક, બધા યે જતીન ન થઈ જતા, કોક ભગતસિંહ થવા રહેજો ' પ્રદ્યોતે કહ્યું

'તમે જ થજો ને. ' પ્રકાશે કહ્યું

'હું ? થઈ રહ્યો.' કહી પ્રદ્યોત કોટડીમા ગયો

સૌ અંદર ગયા પછી થોડી વારે હવાલદાર ત્રણે સળવાળાને બહાર કાઢી લઈ ગયો

'પ્રકાશભાઈ ! પ્રદ્યોતભાઈ ! ' મનોજે કોટડીમા બેઠા બેઠા હાથ જોડ્યા, એની આંખ આંસુથી ભરાઈ ગઈ હતી

'વાહ રે ! રડે છે ! અગ્નિને સૈન્યમા આવા શીતલ સૈનિકો ની ભરતી કરેલ છે ? ' કહી પ્રકાશ ઉતાવળમા ચાલ્યો ગયો

પ્રદ્યોતે સળિયા સોસરવો મનોજનો હાથ લઈ પોતાને ગાલે અડાડ્યો. એની આખમાંથી આસુ ટપક્યા

નિર્બળના નહિ બતાવવાની સ્વાગની વાતો યાદ કરતાં એણે પ્રકાશ પાછળ પગલાં ભર્યાં.

*

થીપતરાવનો તો ઉપવાસના સમાચાર સાંભળી શ્વાસ ઊડી ગયો ઉતાવળો ઉતાવળો એ વૉર્ડમા આવ્યો, પહેલી જ કોટડી આગળ ઊભા રહી એણે મનોજને પૂછ્યું

'આજસે રોટી ખાનેમ છોડ દિયા.' મનોજે કહ્યું

'કાયકુ ? '

'ઉસકો પૂછો ' મનોજે પડખેની કોટડી બતાવી.

'તુમ સબ રોટી નહિ ખાના મગતા ? '

નહિ '

'ક્યા હમારી સામને ફરિયાદ હૈ, તો બોલ દો. '

'ના, ના, તુમારી સામને કૈસા હો સકતા ?' અનિલને આ આધેડ માણસની દયા આવી.

'તો ક્યા ફિર એ પોલીસકા સામને હૈ ?'

'નહિ નહિ, ઉસકા ક્યા હિસાબ હૈ ! હમ તો ઉપવાસ કરતે હૈ તમારા ઓફિસ–લોકકી સામે. ઉસકો જાકે બોલો. કુછ મતલબ પૂછે તો બોલના કે વો તો સુપરિન્ટેન્ડેન્ટકો મિલના મંગતા. જબ તક સબ બાતકા આખરી ફેસલા નહિ હોગા તબ તક હમ સબ લોક નહિ ખાયગા ઓર મિલનેકી ના બોલે તો એક સ્લેટ લેકર હમકો દે જાવ. હમ ઇસમેં લિખ દેંગે.'

દશેક વાગ્યે આવીને લુહારે સૌની બેડીઓ કાઢી નાખી.

'પગ સાવ કેવા હળવા લાગે છે ?'

'અડવા અડવા લાગે છે. રાંડીરાંડની જેવા.' મનોજ હસ્યો.

થોડી વારે ડેપ્યુટી જેલર આવ્યો. સૌને ખડાબેડીમાં લટકાવ્યા ને જતાં જતાં કહ્યું: 'અચ્છા કલ સબકા પાની બંધ કરો ઓર તાટ પથારી લેલો. ઉસકો માલૂમ હોના ચાહીએ '

ગીનતી પહેલા થોડા વખતે ગમુએ આવી કાનમાં સમાચાર આપ્યા કે એ બધાને ફટકા નથી માર્યા.

'શું કહે છે !' અનિલે આશ્ચર્યથી પૂછ્યુ.

'હા. એને તો એટલા સખત માર્યા છે–બે જણ તો બેભાન થઈ ગયા છે. હજી યે ભાનમાં નથી આવ્યા ને એક જણે તો કાયદા પાળવાની હા પાડી એટલે માર્યો નથી.'

'હું કોણ હોય ! પ્રકાશ ને પ્રદ્યોતભાઈ તો ન જ હોય. ઓલા બીજા ભાઈ હશે '

'ને તને કોણે કહ્યું ?'

ઓસરીમા જોડાનો ખડખડાટ થયો ને રામુ નાક ઉપર આંગળી મૂકી એક તરફ ખસી ગયો. અનિલની દૃષ્ટિ સમક્ષ લોહિયાળુ ચિત્ર નાચતું હતુ

: ૨૧ :

પ્રિયવદન આજ સવારના ઊઠયો ત્યારે એના મનમા ગડમથન ચાલી હતી આવતીકાલથી ઉપવાસ શરૂ થવાના હતા, એને જે સખ્યા મળી હતી, તે પરથી તો શરૂઆત કરનારા વધુમા વધુ પાત્રીશ–ચાલીશ જણા હતા બાકીના એમ કહેતા કે અમે સહાનુભૂતિમાં પાછળથી જોડાશુ પાત્રીશ–ચાલીશ જણામાના બે–ત્રણ સિવાયના બધા જ જુવાનિયા–કુમારો હતા કોણ કેટલા સુધી ટકશે એ કોઈને ખબર ન હતી. અત્યારે તો સૌએ ફટકા ખાનારને સેપરેટમાં લડનારની સહાનુભૂતિમાં યત્કિંચિત શક્તિ અર્પવાનો નિશ્ચય કર્યો હતો

પોતાના કેટલાક જુવાન મિત્રો અને અનિલ સુદ્ધા એમ માનતા હતા અને ભારપૂર્વક કહેતા હતા કે મોટેરાઓને આપણે હવે ન બોલાવવા, છતાં પ્રિયવદને મોટેરાઓને મળવુ કે નહિ એનો આખી રાત વિચાર કર્યો, મિત્રોની દલીલો વિચારી પણ આખરે એક વખત જઈને સમજાવી આવવામાં એને નાનમ ન લાગી, એ બધા ઉપવાસ કરે એટલા ખાતર નહિ પણ કાઈ ગેરસમજુતી થતી અટકે એટલા માટે ત્રોટામા બધા જ માત્ર દ્વેષીનો ક્તા હના એવુ ન હતું કોઈક અત કરણપૂર્વક માનતા હોય તો ? ઉપર સમાધાની માટેની શરતો પર કંઈક સલાહ તો આપશે ?

એણે કારખાનામાં જનાર એકાદ જણને શોધવા માડયો આખરે એક પરિચિતને પોતાની જગ્યાએ ગોઠવી એણે ગોટલી મારી. એ કારખાનામાં દાખલ થયો ત્યારે નાનુભાઈ સાળ પર

બેઠા બેઠા કપડું વણી રહ્યા હતા. નીચે એક જુવાન સાથે ઘનશ્યામભાઈ બોબીન ભરતા હતા. આખા કારખાનામાં સૌ કામમાં મશગૂલ હતા. દંડા ચોરે જેટલી વરધી થઈ જાય એટલી કરી નાખવા સૌ આતુર રહેતા. સોથી સવાસો ફૂટ લાંબા ને પચીસેક ફૂટ પહોળા ઓરડામાં બેઉ બાજુ જુદા જુદા કપડાની સાળો ગોઠવી હતી. કારખાનાનો મુખ્ય વૉર્ડર એક જણ પાસે બેસીને કેમ વણવું એ સૂચવતો હતો. છેડા પર એક પોલીસ બેઠો બેઠો પગ આગળ બેઠેલ એક બિલાડીને રમાડતો હતો પડખેના મુજના કારખાનામાંથી મુજ કૂટવાનો ધબાક ધબાક અવાજ આવતો હતા. કોઈક ડકાબેડીનો ખણુણુ ખણુણુ અવાજ એ સાથે ભળી જતો. આખો ઓરડો ફટ ફટ ફટાક, ફટ ફટ ફટાકના અવાજથી ગાજી રહ્યો હતો.

'અમે હમણા તમારી જ વાત કરતા હતા. ચાલો ઉપવાસમા શહીદ થવુ નહિ પડે.' પ્રિયવદનને જોયો કે તરત જ ઘનશ્યામભાઈ બોલી ઊઠયા. 'હુ હમણાં નાનુભાઈને વાત કરતો હતો કે મારે તમને મળવું છે, ને તે પછી અમે સૌ વિચાર કરીએ. બેસોને. જયંતીભાઈ, તમે જરા બહાર એમની જગ્યાએ બેસો ને ?' પોતાની સાથે બેસીને કામ કરતા જુવાનને એમણે સંબોધ્યું.

'હા, હા જરા જાઓને, પેલો પાછો કાંઈ બોલે નહિ. સામે દિનુભાઈ પડખે મારી જગ્યા છે, જરા હાથ હલાવજો. જેટલુ મુજ ઓછુ થયુ તેટલું.' પ્રિયવદને હસીને કહ્યુ.

જયતી બહાર ગયો ને પ્રિયવદન એની જગ્યાએ બેઠો; નાનુભાઈએ સાળ બંધ રાખી વાત સાંભળવા માંડી.

'બોલો તમે કેટલા છો ?' ઘનશ્યામભાઈએ પૂછ્યું.

'સાડત્રીસ.'

'મેં ધાર્યું હતું કે વધારે હશે. અહીંયાં અમારે ત્યાં કાંઈક વાતો થાય છે, પણ ચોક્કસ સંખ્યા નથી. કદાચ વીશેક જણા

નીકળે પણ ખરા. ભાઈલાલભાઈ કાલે પડખેના કારખાનામાં થોડાક જણ સાથે વાત કરતા હતા '

'પણ વાત કર્યે શું વળે ? મરવા કેટલા તૈયાર છે ?' નાનુભાઈએ પૂછ્યું.

'ભાઈ, એ તો ચર્ચા કર્યા પછી જ વૃત્તિ જાગે, ને સમજણપૂર્વક જો માણસ સ્વીકારે તો જ એને દૃઢતાપૂર્વક વળગી રહે બાકી ગાડરિયા પ્રવાહમાં તણાયે શું ફાયદો ? ઊભરો આવે ત્યારે ઘણો હોય પણ બેસી ગયા પછી દૂધ કેટલું ?'

'પણ એક વાત કબૂલ કરો કે નહિ કે દૂધ હવે બરાબર ઊભર્યું છે એ તો ઊભરો જોયા પછી જ કહી શકાય ને ?' પ્રિયવદન બોલ્યો

'અરે એ તો હાથ બોળ્યો એટલે ફટ ખબર કે ગરમ છે કે ઠંડું ' નાનુભાઈ હસી પડ્યા.

'ઠીક ચાલો, તમારી સાથે ચર્ચામાં હું નહિ પહોંચું, હું ચર્ચા કરવા આવ્યો પણ નથી. હું તો તમારો અભિપ્રાય અમારા વિષે શું છે એ જાણવા આવ્યો છું જો કળવી શકતા હો તો સહાનુભૂતિ માગવા આવ્યો છું તમે એ તો જાણો છો કે આ વખતે ચુમ અમને છેલ્લી સ્થિતિ સુધી ધમડી જશે. કદાચ કોઈને શહીદ પણ થવું પડે તો પણ ના નહિ, એવે વખતે કદાચ અમારું ધૈર્ય જલપ્રવાહની માફક વેગાઈ જાય તો તમારા આશીર્વાદ ખપ લાગે '

'ગાંડા રે ગાંડા, એવો કોઈ પ્રસંગ જ આવવાનો નથી હું તને ભવિષ્ય ભાખીને કહું છું કે આજથી આઠમે દિવસે તો તમે બિનજરથી થયા જ હશો, અને શરતો જો મોળી હોય તો કદાચ તેથી પણ વહેલા. એ તો તમે કબૂલ કરો ખરા ને કે કોઈ અમલદાર પોતાની વ્યવસ્થાશક્તિમાં ખામી છે, એમ દેખાડવા તો રાજી ન હોય. બહાર જેલ-અમલદાર વિષે જેલ-વ્યવસ્થા વિષે હોહા થાય એમ તો ચુમ પણ ન ઇચ્છે '

'હા, એટને જ તો થોડા જણને જોઈ દબાવી દેવા છેલ્લી પગ સુધી પ્રયત્ન કરે '

'હા, પણ આપણે યોજના જ એવી ન કરીએ કે દબાવવા જતા એ પોતે જ દબાઈ જાય, બકરુ કાઢતાં ઊટ પેસી જાય.' પ્રિયવદનને સમજાયુ નહિ કે ઘનશ્યામભાઈ શુ કરવા માગતા હતા. પણ એણે સાભળ્યે રાખ્યુ 'જુઓ આજે તમે સહેજે પચાસેક જણા છો, અનશનના આરભ પછી તમને કાઈક દબાવવા પ્રયત્ન કરશે એટલે તરત જ અમે એ તરફ વિરોધ બતાવવા અનશન શરૂ કરીશ, અને અમારા પછી તરત જ બાકીના બીજા બધા શરૂ કરશે અમે વહેલામા વહેલા તમારા ત્રીજે ઉપવાસે ભળીશુ એ દરમિયાન અહીંની બધી ઘટનાના સમાચાર બહાર વિગતવાર મળે એવી વ્યવસ્થા હુ કરી લઈશ એકવાર બહાર હોહા થઈ કે તરત અહીં સમાધાન થયુ સમજી લેવુ '

'પણ વિરોધ દાખલ તમે ઉપવાસ ક્યા સુધી કરી શકો ?'

'જ્યા સુધી એ પોતાની ભૂલ કબૂલ કરી ફરી એવી ભૂલ નહિ થવાની ખાતરી ન આપે ત્યા સુધી '

'જો તમે એક દૃષ્ટિએ જોતા હો તો આજે અગર આવતી કાલે ફટકા પડશે, એ જ તમને અગાઉ અપાયેલ વચનનો ભગ નથી ? ફટકા ખાનારામા એમ તો પ્રતિનિધિ-મડળના જ સભ્ય છે તો પછી આવતીકાલે જ વિરોધ પ્રદર્શિત કરો ને ?'

'હુ પણ એમ જ કહુ છુ કે આવતી કાલથી જ ઉપવાસ શરૂ કરીએ એણે સેપરેટમા કેટલાયને લઈ જઈ માર્યા છે, ખોટી સજાઓ કરી છે, આપણને સાંભળ્યા નથી ને છેલ્લે છેલ્લે ફટકા ની સજા કરતા પણ આચકો ખાધો નથી ને તે પણ વગર વાંકે— એ એણે આપેલા વચનોનો ભગ જ છે ને ?' નાનુભાઈએ વચમા જ ડુબકી મારી પ્રિયવદને જોયુ કે હવે મામલો રગ પર જામ્યો છે એણે મૂગા મૂગા જોયે રાખ્યુ

'પણ મારી ને તમારી દૃષ્ટિમાં ફેર છે. પહેલું તો એ કે આપણને જ્યારે એણે હાથ નહિ અડાડવાનું વચન આપ્યું ત્યારે એક વસ્તુ તો ગર્ભિત જ હતી કે આપણે પણ એના કાયદા પાળવા. આપણો સંબંધ પણ એકબીજાના સહકાર પર નભે એ રીતે. જ્યારે એણે રવિવારે કામ લેવા ધાર્યું ત્યારે આપણે જે નૈતિક રીતે કામ આપવા બંધાયા હતા—કેવળ એની ઝગડ સાચવવા—તેણે શરત તોડી એટલે પછી એ લોકો ગમે તેમ વર્તવાને છૂટા હતા. આ માટે હું આ બધા તોફાનથી આજ લગી અલિપ્ત રહેલો, પણ ગઈકાલે એક જણને મેં શરતો વિષે પૂછ્યું ત્યારે ખબર પડી કે આ શરતો તો આપણને માનવતાની પાયરી પર ગણવાની માગણી છે, ત્યારે હું હલી ગયો ને આખી પરિસ્થિતિ પર ફરીથી વિચાર કર્યો. ઉપરાંત પ્રકાશભાઈને ને એમના મિત્રને જે કારણસર ફટકા મારવામાં આવ્યા છે તે નરાતાળ જુઠાણું છે. એ લોકોને એટલા ખાતર ફટકા માર્યા છે કે કેદીઓએ જશવંતનું અપમાન કર્યું હતું ને ડરાવ્યો હતો. એ રીતે જે સજા થઈ છે તે ખોટી છે ને સત્યાગ્રહી તરીકે એનો વિરોધ કરવો એ મને મારી ફરજ લાગે છે. પણ હજી મેં પૂરેપૂરો વિચાર નથી કર્યો એટલે આવતીકાલે નહિ જોડાઉં. ને ઉપરાંત મારે થોડું કામ પતાવવું પણ બાકી છે. એકસામટા વધારે જણ ઉપવાસમાં ભળે ને પછી ખરી જાય એ કરતાં રોજ થોડા થોડા ઉમેરાતા જાય એ વધારે ઇચ્છનીય ને અસરકારક નથી?'

ત્રણે જણા એકબીજાની સામે જોતા ઘડીભર બેસી રહ્યા.

'કેમ હું શું ખોટું કહું છું? પહેલા ઉપવાસ વખતે શરૂ કરનાર તો બાબાબેરેક ને થોડા જુવાનિયા હતા. જ્યારે અંત સુધી એમાંના કેટલા રહ્યા હતા? માંડ પચીસેક સંખ્યા એકસોમાંથી ઊતરીને પચીસ પર આવી ગઈ, બોલો એ બાબ પર પણ કાંઈક વિચાર કરવો જોઈએ ને? ખાલી ખાલી Ultimetum મોકલવું

ને પછી ચાર દિવસ પણ ન થાય ને સમાધાની માટે વલખાં મારવાં એ શું શોભાસ્પદ છે ? ને પછી અમે સમાધાની કરી આવીએ ત્યારે કહેશે કે બીનું ગંકેસ્યું: કાયર–બીકણ ! પણ કરીએ શું ? સમાધાની કરીએ તો ય દુ:ખ ને ન કરીએ તો ફિયારકો થાય. ઉપવાસમાં આટલા ખાતર જ હું નથી પડતો. જગ બધી બાજુએથી વિચારવું જોઈએ. આ વખતે હજુ બી–ક્લાસમાં કહેવગાવવું છે, બહાર સમાચાર જાય એવી વ્યવસ્થા કરવી છે. દરેકદરેક જિલ્લાના આગેવાનને મળવું છે ને વારાફરતી પચીસ ત્રીસ–પચીસ ત્રીસ માણસો જોડાયા કરશે.'

'બી–ક્લાસવાળા કાંઈ કરશે એમ તમને લાગે છે ?' નાનુભાઈએ પૂછ્યું.

'અરે ફટકા પડે ને શું છાનામાના બેસી રહેશે ? પણ તમે કાંઈક કરો તો તમારી સહાનુભૂતિમાં કાંઈક કરે ને–તમે ઝાડ વાવો તો એ પાણી પાય ને !'

બન્ને જણા આ વિચક્ષણ નેતાની સામે જોઈ રહ્યા. એમની નજરમાં ઘનશ્યામભાઈની મૂર્તિ વિકસતી ગઈ

'તમારી શરતો કઈ કઈ છે ?'

'પહેલુ તો એ કે ફટકા તથા બીજા માર માટે દિલગીરી જાહેર કરે, બીજુ એમની સજાઓ રદ થાય, ત્રીજુ ફરીથી આવુ કાંઈ નહિ બને એની ખાતરી આપે, ચોથુ હાથ પર પગ મૂકવા વગેરે કાયદાઓ દૂર થાય, ને હોસ્પિટલમા આપણા દરદીઓ માટે આપણા જ બરદાસીઓ ગોઠવાય. હાલ તો આટલુ રાખ્યુ છે. એમા ફેરફાર કરવા જેવો ક્યા ક્યાં છે ?'

'જુઓ, પહેલુ તો જે કાંઈ લેખિત વસ્તુ આપણે પ્રતિસ્પર્ધીને મોકલીએ–પછી ભલે તે કરારનામુ હોય કે આખરીનામુ–તેમાં વિનયની તો પરાકાષ્ઠા જ જોઈએ. દુનિયાનો નમ્રમા નમ્ર માણસ પણ એમા આપણા વિનયની ખામી ન જોઈ શકે, બનતાં

સુધી સાફ, વિનયી ને સગાભાઈને લખતા હોઈએ એટલી મીયરાથી લખવુ જોઈએ હવે પહેલી શરત દિલગીરી જાહેર કરવાની નડી છે, તેને એવી રીતે ગોઠવવી જોઈએ કે પેલા માણસને નિરાતે વિચાર કરતાં જરાયે વધારેપડતુ ન લાગે ને કરવુ તો આખરે એ જ પડે ઉપરાત એને એવી રીતે મૂકીએ કે ગમે તે પળે આપણે એમા નિ સંકોચપણે છૂટછાટ મૂકી શકીએ જોગ હોય તો તો ઠીક છે, નહિતર કોઈ અધિકારી કેદીની એવી માગણી કબૂલ ન કરે પણ એ તો જુદી રીતે લખી શકાશે. ચોથી વાત કાયદા રદ કરવાની છે એ કરતા એમ મૂકી શકાય કે એ કાયદાઓ પૂરતી આપણને મુક્તિ મળે, આપણા પર લક્ષ રાખવામાં ન આવે, પણ હજુ એ કર્યાં બની ગયુ છે? એટલે સ્લેટ-બ્લેટ મોકલવાની ઉતાવળ ન કરતા ગમે તેમ બહાનાં કાઢીને આવતીકાલનો દિવસ કાઢી નાખજો જોકે એ લોકો જ તમને સાભળવા તૈયાર નહિ હોય અને બે દિવસમા તો હુ આ શરતો ને બીજુ ઉમેરવા જેવુ હશે તે ઉમેરી દઈશ, ને જે દિવસે અમે જોડાઈશુ તે દિવસે સ્લેટ મોકલશુ તેમા તમારી પાચ શરતો તો હશે જ, સમજ્યા? હા, પણ હમણા તમારી બગીચા-ફાઈલ બહાર નહિ જતી હોય ખરુ?'

'હા હમણા તબૂ બાંધવાનુ કામ ચાલે છે, એટલે ક્યાથી જાય? આ અઠવાડિયામા પૂરુ થઈ જશે એટલે પાછી શરૂ થવાની'

'ઠીક' ઘનશ્યામભાઈએ અનામિકા કરી 'દીનુભાઈ-પેલા સોશ્યાલિસ્ટ બહાર જેતર વગેરેના બગલે જાય છે કે નહિ?'

'હા, પણ પોલીસ સાથે હોય છે'

'હુ તો એમનો એક ઉપયોગ કરવા ધારુ છુ' ઘનશ્યામભાઈ બોલ્યા

'હુ નથી ધારતો કે તમે એમાં સફળ થાઓ'

'ઠીક, પ્રિયવદન! તમે ભાઈલાલભાઈને મળતા જાઓ, ને ત્યાં એક દીનુભાઈ છે એમને અહીં મોકલજો'

પ્રિયવદન બન્નેને પ્રણામ કરી બહાર નીકળ્યો

: ૨૨ :

પું...ઉં...ઉં...કોઈ મહાકાય રાક્ષસ મૃત્યુ વખતે ચીસ પાડે તેમ એલાર્મ થયું. શરૂઆતમાં અવાજ ધીમો ને કઠોર હતો. ધીમે વધવા માંડયો, એની ભયંકરતાથી વાતાવરણને ભરી દેવા માંડયો મૃત્યુદેવ જાણે તુચ્છ જગતને આખરી શબ્દ સુણાવતો હતો આખી જેલમાં દોડાદોડ થઈ રહી. ખૂણે ખૂણેથી સીટીઓના અવાજ આવવા લાગ્યા. કામ કરતી ટુકડીઓ કામ કરવાનુ મૂકી ચુપચુપ કબાગરા મેઢાની માફક હારમાં ગોઠવાઈ ગઈ. એલાર્મ તો ચાલુ જ હતુ અવાજ જાણે સાગરના અતલ ઊંડાણમાંથી જલની પથારો ચીરી સોસરવો આવતો હતો. એમા બીષિકા હતી–રુદ્રતા હતી. છેવટે બધી સીટીઓ બંધ થઈ. માત્ર એક સીટી અમુક અમુક અંતરે નિયમિત રીતે વગડતી હતી. પોલીસો તથા વોર્ડરોને ગીનતી પછી ત્યાં આવવાનો એ પયગામ હતો. એક પછી એક સૌ દોડતા કારખાના તરફ વળતા હતા. એલાર્મની ચીસ તો હજુ લબાયે જતી જ હતી. ધીમે ધીમે એ ઘટવા લાગી. આખરે એક ક્ષીણ ચીસ નાંખી કોઈ મહામોજુ ઉદધિમા સમાઈ જાય તેમ એ વાતાવરણમા સમાઈ ગઈ.

કારખાનામા હુમ ડેપ્યુટી જેલર સાથે ઊભો હતો. પડખે ઊભો ઊભો એક હવાલદાર સીટી વગાડતો હતો. પોલીસો અને વોર્ડરો દોડતા દોડતા કંપાઉન્ડમાં ધસ્યે આવતા, સલામ કરી ન કરી ને દૂર લાઈનમાં ઊભેલા બીજા પોલીસો સાથે ભળી જતા. સામે એક સોએક માણસોનું ટોળુ બે હારમાં બેઠું હતુ. કોઈ કોઈ

ની સામું જોતું ન'હતું, કોઈ કોઈની સાથે વાત કરતું ન હતું. અમલદારોમાં કોઈક એમના તરફ ઘૃણાની એકાદ નજર ફેંકતો તો એના જવાબમાં એકાદ બે જણા ઊંચી નજર કરતા; ઓસરી પર ને ઓરડામાં કેટલાક બેઠા હતા; તે બધા પણ મૂક ને સ્વસ્થ હૈયે જોતા હતા.

વૉર્ડરો અને પોલીસો જુદી જુદી હારમાં ગોઠવાયા. થોડી વારે બધાની ગણતરી કરી લીધી. સુબેદારે એક-બે વાર પેરેડ કરાવી. એકની બે હાર ને બેની ચાર હાર કરાવી. જમણા ફેરવ્યા ને ડાબા ફેરવ્યા; દસ-બાર ડગલાં ચલાવ્યા ને પાછા હતા તેમ ને તેમ 'સાવધાન' ઊભા રાખ્યા.

જેલર આ બધું મૂંગો મૂંગો જોતો, વચ્ચે વચ્ચે મધ્યાહ્નને તડકામાં બેસાડેલ સોએક ઉપવાસીઓ તરફ નજર ફેંકતો ને એના મુખ પર હાસ્યનો મરકાટ પથરાઈ જતો.

પેરેડ પૂરી થઈ, એટલે પાછી શાંતિ વ્યાપી ગઈ—અભંગ ને ક્રૂર; ઉપવાસ કરનારાઓને મન આ મહાઅશાંતિ હતી. એ અનેક આશંકાઓને જન્મ આપી ગૂંગળાવતી હતી. આવી શાંતિ જળવાઈ રહે એ કરતાં એનો ભંગ કરતો પોલીસોનો એકાદ ફટકો સૌના પર પડે; વૉર્ડરોની એકાદ પાટુ કે સુબેદારનો એકાદ ધક્કો સૌને બેભાન બનાવી મૂકે એમ સૌ ઇચ્છતા હતા. તંદ્રાવસ્થા એમને મન આના કરતાં શાંતિદાયક ને આહ્લાદક હતી, ત્યારે એમને કોઈ મારી નાખે, બાળી નાખે તો યે ચીસ પાડી ઉઠાય તેમ ન હતું, એમનું મગજ કે મન આશંકાઓ ઉઠાવી ગૂંગળાવે તેમ ન હતાં, ત્યારે તિરસ્કારથી હસતો જેલર, મૂર્ખાઈમાં લવતો જશવંત, અભિમાનથી મારતો સુલેમાન કે શરમાઈને ગળી જતો ગરવો શ્રીપતરાવ એમને જોવા પડે તેમ ન હતા, એ સ્થિતિમાં પોતે દુર્જય હતા. પણ એ ઊજળી સ્થિતિને હજુ વાર હોય એમ લાગ્યું. સુબેદારે

એવાનો એ સાથીદાર હતો સરદાર નહિ એના સ્વભાવમા જ સરદારીનાં તત્ત્વો ન હતા, છેલ્લા વર્ષો થયા એ અત્યજ–પ્રવૃત્તિમા પડયો હતો, હિંદુ ધર્મના એ પદદલિતોમાં ધૂણી પોતાના મનમાથી સૂગાસૂગ, ઊચ–નીચ, સરદાર–સેવકના ભેદભાવ વણસાડવા મથ્યો હતો પોતાની આજુબાજુનાને આનદી રાખવા, શક્ય હોય તેટલી સગવડ કરી આપવી ને બદલામાં કોઈ જુવાનનું આછુ સ્મિત કે બુઢ્ઢા મે'તરના અગુદ્ધ કાલાઘેલા આશીર્વાદ સાભળવામા એને જીવન સાફલ્ય લાગતુ અનિલની ઓળખાણ એને અહીં આવીને જ થઈ હતી કામ કરતા ઘણી વખત એણે એને છૂટયા પછી પોતાની નાનકડી આશ્રમશાળામા આવી જવા આગ્રહ ર્યો હતો અનિલે જ્યારે એને પોતે ઉપવાસ પર જાય છે ને સહાનુભૂતિની આશા રાખે છે એમ કહેવરાવ્યુ ત્યારે એણે પોતામા મૂકેલ વિશ્વાસ માટે એને આનદ થયો જેલ માહેના બીજા ઘણાની માફક એના મનમા પણ ગડમથન ચાલી રહી હતી જ

ઘણા અઠવાડિયા પહેલા એમ સોમવારે એ બીજાની સાથે Fall in–મા બેઠો હતો હુકમ સભળાયો 'સીધા દેખ' સુપ્રિન્ટેન્ડેન્ટ આવતો હતો સૌ પગ પર હાથ મૂકી બેસી ગયા

'See their position is like an ape' એણે જેલરને કહેતો સાભળ્યો પડખેના એક જુવાનને પગ પરથી હાથ લઈ લેતા જોયો બીજે અઠવાડિયે એણે જોયુ તો જુવાન Fall in–મા ન હતો કોઈની જીભે સાંભળ્યુ કે એને સેલરેટમાં મોકલી દીધો હતો

એને એ પ્રસગ યાદ આવ્યો એના સૌના અભિમાનમાં પોતાની જાતને ઉમેરી વાંદરામાંથી માણસની કોટિમાં આવવા એણે નક્કી કર્યું.

નિશ્ચય કરે છે ત્યારે તો માણસની પાસે કાંઈ જ હોતું નથી

સિવાય એની કૃતનિશ્ચયતા, પણ ઇતિહાસ નોંધે છે કે એની સમાપ્તિ વખતે એ કાર્યને અનેક હમદીનોનો ટેકો મળી ચૂક્યો હોય છે, એ નિશ્ચય શતધા સ્વરૂપે પ્રગટી ચૂકેલો હોય છે. પેટાવેલ દીવો અનેક જ્યોતિઓને પેટાવી શકે છે સળિયાનો એક તપેલ છેડો બીજા છેડા સુધી તાપ-ચેતન ફેલાવી શકે છે. કર્ત્તવ્યશીલ પુરુષસિંહોની એ શ્રદ્ધા છે.

જેલર ગયો એટલે ઓસરી અને કારખાનામાથી ઘણા આવી આવીને અપવાસીઓ જોડે બેસવા લાગ્યા

'તમે સાભળ્યુ ?' પ્રિયવદને જોયુ તો ઘનસ્યામભાઈ બોલાવતા હતા એમના સાદમા રોજની મીઠાશ હતી પણ સાથે જ આખ સહેજ ભીની હતી, મો પરને સાભળનારને ઊડી અસર કરે તેવા અફસોસ ને ગાભીર્ય હતા

'તમે સાભળ્યુ ?' એમણે ફરી પૂછ્યુ.

'શુ ?' પડખે બેઠેલ ભાઈલાલભાઈએ પૂછ્યુ. પ્રિયવદને માત્ર આખ જ નોંધી

'એ લોકોને ફટકા નથી માર્યા '

'શુ ?' આજુમાજુના જે અત્યાર સુધી વિનયના નિયમ મુજબ વાતમા ભાગ નહોતા લેતા તેમણે ઇંતેજારીપૂર્વક કાન માડ્યા.

'ફટકાને બદલે ત્રણે જણને સખત મરણતોલ માર મારવામા આવ્યો છે બે જણ તો બેભાન થઈ ગયા, હજુ સુધી ભાન આવ્યુ નથી ' ઘનસ્યામભાઈ અટક્યા બધાના હૃદય જાણે કોઈએ પણ મારી છૂંદી નાખ્યા હોય તેમ રડી ઊઠ્યા વેદનાએ વાચાશક્તિને હરી લીધી હોય તેમ કોઈથી કાઈ બોલાયુ નહિ.

'ખરેખર ? કોણે કહ્યુ ?' આખરે ભાઈલાલભાઈએ શાતિ તોડી

'સાચે જ. હમણા જ સમાચાર આવ્યા તમને શું આ હકીકત માનતા આંચકો લાગે છે ?'

'અહીંયાં માની શકાય એવું બધું જ છે, માત્ર ન સાંભળી શકાય, ન સહી શકાય એટલું જ. અત્યારે એ ક્યાં છે?'

'ક્યાં? હજુ સુધી હોસ્પિટલમાં તો લઈ ગયા નથી, એ તો કહેનારે જાતે તપાસ કરી છે; તેમ હજુ સુધી ભાન પણ આવ્યું નથી એમ પણ કહે છે. મારવામા આવ્યા છે, સખતમાં સખત રીતે, બેભાન થયા ત્યાં સુધી, અરે વોર્ડરના બબ્બે ડંડા ભાંગી ગયા ત્યાં સુધી. એ સાચી વાત છે'

બધા ચુપચાપ થઈ ગયા. સૌના મોં પર કાળી વાદળી ઢળી પડી. દૂર બેઠેલા વધુ નજદીક આવ્યા. નજદીક બેઠેલા વધુ મૂંગા બન્યા. શોકમય વાતાવરણમાં સૌ લપેટાયા.

થોડી વારે હવાલદારે સૌને તંબૂ તરફ લીધા. ઘનશ્યામભાઈ પણ સાથે જ ચાલ્યા.

'એટલો બધો માર મારે! ને તે પણ રાજકીય કેદીને! એને ડર પણ નહિ હોય?' કોઈક બોલ્યુ

'સાલ્લો, જરા ચડાવીને ગયો હશે અમસ્તો પણ એના તોન્નો ક્યા પાર છે?'

'આ પહેલાં પણ એકવાર ડીમોટ થયેલો પાછો કોણ જાણે ક્યા ગુણોને લીધે આ સેન્ટ્રલ જેલનો જેલર થઈ પડ્યો '

'ગુણ બીજા ક્યા જોઈએ છો? દયા ને દાનસ્તાઈ ન હોય એટલે ઘણું બધુ.' એક જુવાન બોલ્યો એની આંખમા રતાશ તરી આવી

તબૂઓ લગભગ તૈયાર થઈ રહેવા આવ્યા હતા એટલે કાઈ ખાસ કામ ન હતું

હવાલદારને કામ કરાવવાનું કહેવામા આવ્યુ હતું, ને અહીંયા તો કપાઉન્ડમા ઠેલના વરસાદથી ઊગેલુ થોડુક ઘાસ ને કચરો કઢાવી નાખવા સિવાય કાઈ ખાસ કામ ન હતું, સિવાય કે તબૂના ઘરનાગાઓને આરામ આપી આ ઉપવાસીઓને એમની જગ્યાએ મૂકો જો કામ ન આપે તો એને ઠપકો મળે તેમ હતો, કારણકે હમણાં જ સાંજની રોન આવે તેમ હતી, એને એક નવી યુક્તિ સૂઝી બધી બેઠી ચક્કીઓ સાવ નવરી પડી હતી. દરેક ચક્કરમા થઈને કુલ ત્રીશેક ચક્કીઓ હતી, સહેજે આઠ જણને કામ મળી જાય તેમ હતું, ને બાકીના પાસે કપાઉન્ડ સાફ કરાવી નાખશુ પણ ચક્કીમા દળવાનુ શુ આપવુ? અત્યારે દાણ કાઢવુ ક્યાથી? પણ કોઈકે એને સુઝાડ્યુ કે ઘટીઓ તો હજુ નવી જ હતી એટલે તરત જ જો અનાજ દળવામા આવશે તો કાંકરી ખરશે. નવી ઘટી સોસરવી તો પહેલાં રેતી કાઢવી જોઈએ રેતીના પાચ–સાત ગાડા હમણા જ ચક્કીમા ઠાલવવામા આવ્યા હતા એ મોટી ચક્કીને બદલે આ નાની ચક્કીએ માં રેતી ઠાલવવાનુ એણે નક્કી કર્યું.

'શંકા એક જ છે કે જો આટલો બધો માર માર્યો હોય તો હજુ સુધી હોસ્પિટલમાં કેમ ન મોકલે? સારવાર વગર માણસ આ સ્થિતિમાં બચી જ ન શકે. કોટડી ધોવી પડે એટલું બધું લોહી રેડાય એ તો બહુ ગંભીર પરિસ્થિતિ ગણાય.' ઘનશ્યામભાઈએ કહ્યું. કહેતાં કહેતાં એણે ધંટીને વધારે જોરથી આંચકો માર્યો.

નાનકડા તંબૂમાં વીસ માણસો સામસામે એક કોથળામાં રેતી રાખીને દળતા હતા. થોડી થોડી વારે ઘડીવાર ઘંટી બંધ રાખતા; અને વળી આગળ ચલાવતા. ગરમ ગરમ રેતી હાથમાં લઈને ઝડપથી ઓરી દેતા, અને પછી હાથ ઠરી ન જાય ત્યાં સુધી બેય્યે રાખતા; મોટી કણીઓ પિસાતાં પિસાતાં કચડ કચડ અવાજ કરી આ જહાંગીરી સામે ફરિયાદ નોંધાવી જતી. પત્થર પત્થરને પીસતો હતો. માણસ માણસને ક્યાં નથી ખાતો? લોઢું લોઢાને ક્યાં નથી કાપતું!

'તો પછી આપણને હકીકત મળી તેમાં અતિશયતા હોવી જોઈએ.' પ્રિયવદને કહ્યું. એ ઘનશ્યામભાઈનો સાથીદાર તરીકે બેઠો હતો.

'નહિ એમ નથી, મારવામાં તો આવ્યા જ છે, ને તે પણ ભયંકર રીતે. બેઉ ઠેકાણેથી એ બાજનમાં સરખા જ સમાચાર છે. બી–ક્લાસમાંથી પણ એ જાતના જ સમાચાર છે. ને એટલે તો એ લોકો આવતી કાલથી અડતાળીસ કલાક સુધીના ઉપવાસ કરવાનો વિચાર કરે છે.' ઘનશ્યામભાઈએ કહ્યું ને ઝડપથી રેતીનો એક મૂઠો ભરીને ઓરી દીધો.'

'બી–ક્લાસમાં પણ આવતીકાલથી જ ઉપવાસ શરૂ થનાર છે ખરા!'

'અરે એમાંના કેટલાક તો અંત ન આવે ત્યાં સુધી ઉપવાસ કરવાના મતના છે, પણ એવાની બહુમતી ન હોય ને! મણિભાઈ

જલાલપુર તાલુકાવાળા એમણે તો નાનુભાઈને ખૂબ કહેવરાવ્યું છે કે આ વસ્તુસ્થિતિ હજુ સુધી નભાવી કેમ લીધી ? અમને વાકેફ કેમ ન કર્યા ? હવે તો એમનાથી થશે એટલું કરશે. એક બીજી પણ સૂચના કહેવરાવવી છે. આપણે જ્યારે વાટાઘાટ કરવાનો પ્રસંગ આવે ત્યારે એ ઉપયોગી થઈ પડશે. ને તે એ કે બધા રાજકીય કેદીઓએ મળીને આ જેલરને દૂર કરવાનો ઠરાવ ઘડી આઈ. જી. પી. પર મોકલવો.'

'એ એમને બી–ક્લાસમાં બેઠા બેઠા વાતો આવડે છે.' પેલો એક જુવાનિયો બોલ્યો.

'હા, એ વસ્તુ ખરી છે કે એમને ત્યાં બેઠા આપણી વસ્તુસ્થિતિનો ખ્યાલ ન આવે. પણ જેટલો ખ્યાલ આવે છે એ ઉપરથી પ્રગટ કરેલી આ સહાનુભૂતિ કાંઈ ઓછી છે ?' ઘનશ્યામભાઈએ બોલનારને જવાબ આપ્યો.

'ઘણી બધી ઠરાવ કરવાની સલાહ આપી–કાંઈ ઓછી સહાનુભૂતિ ? નેતા થવું, બી–ક્લાસ મેળવવો, એવી જ રીતે ઠરાવ ઘડી મોકલવો. એમાં કઈ વસ્તુ માટે એમને તૂટી મરવું પડે છે ?'

'પણ આ તો ઠરાવ જ નથી ઘડતા, પણ ઠરાવ પાછળના ક્રિયાત્મક પગલાની વિચારણા પણ કરે છે, ને તમે જોજો ને કે એનું પરિણામ શુભ જ આવવાનું છે.'

'વાહ ! વાહ ! વિચાર કરે છે ! શુભ પરિણામ ! કાંઈ બાકી રહ્યું હવે ?'

'ભાઈ, ભોગ તો સૌ સૌની શક્તિ પ્રમાણે આપે. શાહુકાર લાખ રૂપિયા આપે ને ગરીબ પાઈ આપે. કરોડપતિના દીકરાને બી–ક્લાસમાં રહેવું પણ ભારે પડે ને આપણા જેવાને સી–ક્લાસમાં પણ આનંદ આવે, એની કાંઈ ચર્ચા થોડી જ થાય છે ?'

એમણે અત્યાર સુધી ઊભી ગખેલી ઘટી આગળ ચલાવી. તબૂ

: ૨૩ :

જેલ નજીકના એક નાનકડા બંગલામાં બે જણ બેઠા બેઠા ફૂલઝાડને ગોડતા હતા. બંગલો નાજુક ને હમણાં જ ધોળાવેલ હતો. બારણા આગળના ઓટા પર ફૂલઝાડના કુંડાં ગોઠવેલ હતાં; ક્યારીઓમાં પણ કરેણ, ગુલાબ, સૂર્યમુખી ને ચંપાનાં ફૂલ દીઠેદીઠાં ઊઘડયાં હતાં; દરવાજા આગળ જ બે મોટાં પપૈયાંના થડ હતાં. જાણે દરવાન ઊભા ! બંગલાના ખૂણામાં જાજરૂ નજીક કેળો-નું ઝુંડ હતું; કોઈક કેળમાં લાલ પોટાની અંદરના લીલાં કેળા-ઊઘડતી ઉષામાં અરુણની અંગુલીઓ શા દીપતા ! બારણા આગળ એક સીમેન્ટના પ્લાસ્ટરવાળો મોટો વાંક હતો. કયાક ઊખડી ગયેલ પ્લાસ્ટરને લીધે દેખાતી ઈંટો, નિર્ધન આદમીના ફાટેલ વસ્ત્રમાંથી દેખાતી કાયાની જેમ એના માલિકની બેદરકારી માટે ઠપકો દેતી. કેળના ઝુંડ પાસે આવેલ નળમાંથી એક ઘાટણ પાણી ભરતી હતી. બગીચામાં ગૌરવર્ણો જુવાન બે-ત્રણ વર્ષના બાળકને બાબાગાડીમાં બેસાડી હસા-વતો ને હસતો હતો. બંગલાની પાળી પર એક વૉર્ડર બેઠો હતો.

બગીચામાં કામ કરતા બન્ને જણા તો આ બધી સૃષ્ટિ સાથે જરાયે લાગતું-વળગતું ન હોય તેમ મૂંગા મૂંગા પોતાનું કામ કર્યે જતા હતા. હેમવર્ણો તેજપ્રભા શો તડકો, મંદ સૌરભમય મલયા-નિલ, બાળકનું આનંદમય હાસ્ય, અને અંગે અંગે સ્ફૂર્તિ ભરી દેતી સજીવ કુદરતનો એમને મન કાંઈ હિસાબ ન હતો. એ બધાંને અણદીઠાં કરવા માગતાં હોય તેમ તેઓ તો નીચેથી ઊંચે જોયા સિવાય વાત કરતા હતા.

'રમુભાઈ એને માર માર્યાથી સંતોષ ન વળ્યો તે બેભાન થયા પછી વોર્ડરને એમની છાતી પર ઊભા રહેવા કહ્યું એને શું કહેવું ?' બારમાસીના છોડની આસપાસ ગોડતા જુવાને કહ્યું

બીજાએ કહ્યું 'કહે છે કે મોત અને જીવન વચ્ચે ઝોલા ખાય છે એ જણ '

બાળકને રમાડતા જુવાને પૂછ્યું 'શું ?'

વોર્ડરના કાન ચમક્યા એણે કહ્યું 'બાત મત કરો '

'તમે શું કહ્યું ? ફરીથી કહેશો ? કોણ Death-bed પર છે ? કોણ ઉપવાસ પર છે ?' પેલા બાળકને રમાડતા જુવાને આતુરતાથી પૂછ્યું

'ચે ચનો ' વોર્ડરે બૂમ મારી

'રહેને દો, પાચ મિનિટ જુવાને હુકમ કર્યો

'Do you really want to hear ? May you have a chance to prove yourself a man with a compassion' એણે વોર્ડર તરફ જોયું 'This is the third day since 125 persons are on fasting, to-day the whole mass shall join First 20 persons who were suffering different punishments in seperate cells for defying some insulting rules and orders of the officials, began because four days before three of them were ordered to be flogged 10 strapes each, last saturday was fixed for it, yet me tell you that they were punished for flogging because your brother had complained that the youths had insulted him, the representative of his

majesty the emperor.' બોલતાં બોલતાં એના અવાજમાં તિરસ્કારનો પડઘો પડ્યો. નરેન્દ્રે આછું સ્મિત કર્યું.

'But the villians were afraid that perhaps flogging will make an upheavel outside. So they made a plan. They took those three blossoms in the next ward and beat them like a brute as long as two of them were unconscious; and the floor of the cell was smeared with blood.'

'Really ? Who were the persons to beat ? Was Yashvant amongst them ?'

'Why should he not ? He was the person to complain '

બન્ને થોડી વાર મૂગા રહ્યા.

'And for that all of you have decided to go on hunger-strike. Why then haven't you joined them ?'

'Because I have been entrusted to broad cast these news outside as soon as possible, and if I may join fasting I would not be permitted to move here and there. Yet really speking I have not been able to eat a quarter of a loaf, and can I ? When two of my brothers, nearest and dearest of 33 crorers, are on death bed. Yesterday we heard that one of them has dead and for the other

there was little hope, but thank God that it has not been so, yet both the cases are serious. Say the whole seperate batch is in a dreadful condition.'

'Can you give the names of those who have done this base act?'

પેલા જુવાને નીચે જમીન પર લુમ અને બીજાના નામ લખ્યા અને કહ્યું 'About your brother there is difference of opinion Really speaking we know very little about the whole case, and you can well understand *the difficulties* but *to my* opinion forgive me but he must be present–Mr. *is coutious not to perform such a role* without a partner પણ એ બધુ તો બહાર આ પે ખબર. ચાલો આપણે જઈશું–પેલા કંપાઉન્ડર સાહેબને બંગલે?'

'My heart *is overflowing with grief* to the sufferers and hatred to the torturers Can I be of any service? Can you trust me?' નરેન્દ્રે ગદ્દગદ્દ સ્વરે કહ્યું

'Make the truth known if you have courage,' પેલાએ જતા જતાં કહ્યું

: ૨૪ :

વજુભાઈના ગયા પછી નરેન્દ્ર ત્યાં ક્યાં ય સુધી ઊભો રહ્યો. એણે વિચારપ્રદેશમાં આ કિસ્સાને અનેક રૂપ આપ્યાં. માર-નારાઓને શિક્ષા કરાવવા અનેક ઘોડા ઘડ્યા; પોતાના ભાઈને પણ પ્રમાણિકપણે એમાંથી બાદ ન રાખ્યો. આખરે નાના સુમને એની વિચારનિંદ્રા તોડી–ઉં ઉં ઉં કરી જાહેર કર્યું કે 'તકો લાગે છે.'

એણે ખાધું ન ખાધું અને સાઈકલ લઈ નિશાળે જવા નીકળ્યો. એને પેલા જુવાને શું કહ્યું હતું ! '–May you have a chance to prove yourself an honest man to your principles.' એના સિદ્ધાંતો આવા પ્રસંગે શું કરવા-નું કહેતા હતા ? એને સિદ્ધાંતો જેવું કાંઈ હતું ? કાંઈક નિશ્ચય કર્યો હોય તેમ ડોકું હલાવ્યું ને સાઈકલ પર ચડ્યો. એણે પોતે લડત-ની શરૂઆતમાં એકવાર લડતમા જવા વિચાર કરેલો એ પ્રસગ યાદ આવ્યો. પોતે શા માટે ન ગયો ? પણ ત્યારે તો બાપા જીવતા હતા. એ થોડા જ જવા દેત ? ને અત્યારે પણ ભાભી, સુમન બધાંને છોડવાં કેવુ કઠિન છે ? એ બધાને પણ આવો પ્રસંગ નહિ આવ્યો હોય ? ઓહો ! કેવો કરુણ ! કેવો ભવ્ય ! કેટલો પૂજનીય ! એવા ઉદાત્ત ચિત્રના ચિતારાઓના એના ભાઈએ હાથ ભાંગી નાખ્યા ? ને પોતે એવા ભાઈના રોટલા ખાય છે; શા માટે ? શું તે પોતાનો રસ્તો કરી શકે તેમ નથી ? એમાંથી બધાને શું એમનાં માબાપે હા પાડી હશે ? અને એ બધાનાં માબાપ એમની વાટ જોતાં હશે ને અહીં એમને પૂરા કરવા ધાર્યા–આમણે. અરર !

કેટલા માણુસોના શાપ વહોર્યા! ને એ પણ કેવાના !–પ્રેમાળ, કરુણ, આર્દ્ર ને આશાવંતાના. ક્યાંથી સુમનને સત્કાર મળે !...ને એ તો મોટી મોટી વાતો કરે છે કે હું તો કેદીઓને ઠીક સગવડો આપું છું, બીજો હોય તો તો એમના હાલ હાલ થાય ! વાહ રે ! દેવદૂત ! કેવું જુઠાણું !...ને એ જુઠાણું શા માટે ચલાવે છે ? પૈસા રળવા–અમને રોટલા ખવરાવવા. થૂ...થૂ..થૂ. એ જમીન પર થૂક્યો પણ એ એમાં ન જ સંડોવાયો હોય તો કેવું સારું ! એણે ધૂનમાં ને ધૂનમાં સાઇકલનો વેગ વધાર્યો.

પુલ પર એને નલિન મળ્યો. એ એનો કોલેજનો સહાધ્યાયી હતો. નલિનના બાપા જેલના દવાખાનામાં મુખ્ય કંપાઉન્ડર હતા; એટલે બન્નેને દોસ્તી બંધાઈ હતી.

' Hallow નરેનભાઈ, કેમ આજે લેઇટ ?'

' જરા વાર લાગી. ' એણે સાઇકલ પરથી ઊતરી પડતાં કહ્યું.

' એમ ક્યાં ચાલ્યો ?' મુખ્ય રસ્તા પરથી એક શેરીમાં નલિનને વળતો જોઈ નરેન્દ્રે પૂછ્યું.

' એક કાગળ આપવો છે. ચાલોને. ભાગ્યે જ દસ મિનિટ થશે.

' કોને દેવાનો છે ?' નરેન્દ્રે વાક લેતાં પૂછ્યું.

' એક શિક્ષક છે, કદાચ તમે નહિ ઓળખો, રાષ્ટ્રિયશાળામાં કામ કરે છે. '

' નામ ? '

' રમાનાથ. '

' ઓહો ! તે દિવસે વિદ્યાર્થીઓના સપ્તાહમાં ' રશિયા અને હિંદુસ્તાન ' એ નિબંધ વાંચ્યો હતો એ ને ! '

' હા, એ જ. તાલુકા સમિતિના મંત્રી છે. '

' બેજુ છે. '

' અરે ! એમ તો ગજબ છે. '

એક મોચીની દુકાનના ઉપરને મજલે રમાનાથ રહેતા હતા. નરેન્દ્ર ને નલિન પહોંચ્યા ત્યારે શાળાએ જવાની તૈયારી કરતા હતા. નલિનને જોઈ એમણે પૂછ્યું:

'કેમ કાંઈ કામ છે?' વાત કરવાની ઢબ ઉપરથી નરેન્દ્રને લાગ્યું કે નલિન સાથે એકથી વધુ વખત વાત કરવાનો પ્રસંગ સાંપડ્યો હશે.

'હા. બાપાએ આ કાગળ આપ્યો છે.'

નલિને ખિસ્સામાંથી એક ઘડી વાળેલો કાગળ ને એક બંધ કવર આપ્યું. ઉપર કાંઈ શિરનામું ન હતું.

'જવાબ લાવવાનો કહ્યો છે?' એમણે કવર ફોડતાં પૂછ્યું.

'ના, બાપાએ કાંઈ કહ્યું નથી.'

નરેન્દ્રને સમજાયું નહિ કે નલિનના પિતા જેવા જેલખાતાના નોકર ને આ રાષ્ટ્રીય ચળવળખોરને શું સબંધ હતો. એકવાર એણે આ માણસને પગથી માથા સુધી જોયો. શુદ્ધ ખાદીનું સફેદ બાંડિયું, ટૂંકું છૂટી પાટલીનું ધોતિયું, ટૂંકા ને વણઓળેલા વાળ ને વારંવાર ભેંકાતું, ચળકાટ મારતું કપાળ ને તીણું નાક એને ખાદીધારી-ઓના સમૂહમાં પણ જુદો બતાવી દે તેમ હતાં. એણે કાગળ વાંચી, સાવચેતીથી ઘડી વાળી ખિસ્સામાં મૂક્યો ને ઓરડામાં એક ખૂણે મૂકેલ એક જૂની ખુરસી પર બેસી અધભાંગ્યા ટેબલ પર લખવા માંડ્યા. નરેન્દ્રે આખા ઓરડામાં એક નજર નાખી. ટેબલ નીચે સ્ટવ પડ્યો હતો. પડખે જ ઊંચે એક અભરાઈ હતી તેના પર થોડાં પિત્તળનાં વાસણ પડ્યા હતા સામે ખૂણે ચૂલો હતો. ચૂલા પડખેની બારી શેરીમાં પડતી, જેમાંથી પવન સાથે નીચેની દુકાન-ની સુગંધ વિના હરકતે ચાલી આવતી. બારી પડખે જ એક લાકડા-ની ઘડમાંચી પર પાણીનું માટલું ને પ્યાલો હતાં. ટેબલ પાસે એક શેતરંજી પાથરી હતી એના પર એકાદ-બે પુસ્તકો ને નોટ

પડ્યાં હતાં. ટેબલ પર પણ કેટલાંક પુસ્તકો હારબંધ ગોઠવ્યાં હતાં. એક છેડાની દોરી પર લૂગડાં સૂક્વ્યાં હતાં. દાદર પડખેના ખૂણામાં છાણાં—લાકડાંનો ઢગલો હતો.

'આવી જગ્યાએ ઓરડો શા માટે પસંદ કર્યો હશે?' એને થયું. એણે નીચા નમી લખતા રમાનાથ તરફ નજર કરી. ઓચિંતાનું એને યાદ આવ્યું, એ અહીં શા માટે આવ્યો હતો? બધી હકીકત કોને કહેશે? એણે શહેરના બે–ચાર આગેવાનોને સંભારી જોયા. રમાનાથને પણ એમની સાથે ફરતા જોયા હતા–એને કહું? ના ના હું તો રાજપાળ વકીલને જ મળીશ. એણે અધીરાઈથી નલિન સામે જોયું.

દરમિયાન રમાનાથ તો લખ્યા કરતા હતા થોડી વારે એણે ઊંચું જોઈને કહ્યું:

'અરે હું તમને બેસવાનું કહેતા જ ભૂલી ગયો. અહીં બેસો. ને, આવ્યા ઈ કોણ છે?' એણે નરેન્દ્ર તરફ આંગળી કરી પૂછ્યું.

'મારા મિત્ર છે. અમે સાથે જ અભ્યાસ કરીએ છીએ, એમના મોટાભાઈ ડેપ્યુટી જેલર છે.'

રમાનાથે ઘડી વાર એના સામુ જોયું ને પાછું લખવું શરૂ કર્યું.

'જેલમાં હમણાં કાંઈ નવાજૂની છે?' લખતાં લખતાં એણે પૂછ્યું.

'અમે તો આખો દિવસ અહીં હોઈએ એટલે ખાસ કાંઈ ખબર ન હોય. પહેલાં બધાને બગીચે લઈ જતા, તે હમણાં જતા દેખાતા નથી.'

'હમણાં એ લોકો ઉપવાસ ઉપર છે એમ મેં સાંભળ્યું.' નરેન્દ્રે થોડી વાર વિચાર કરી કહ્યું.

'તમે સાંભળ્યું? કોના મોઢે!' એણે લખવું મૂકી દઈ નરેન્દ્રની સાથે વાત શરૂ કરી.

'એમાંના જ એકે કહ્યું.'

'તમે વિગતવાર વાત કરશો? ભલે ટૂંકાણમાં પતાવજો.'

'એણે એમ કહ્યું કે લગભગ સવાસો રાજકીય કેદીઓ ઉપવાસ ઉપર છે.'

'પણ શા માટે એ ખબર છે?'

'હા, સેપરેટમાં કેટલાક જણ ઉપવાસ ઉપર હતા. એમણે ઉપવાસ એટલા માટે શરૂ કરેલા કે એમાંના ત્રણ જણને ખોટો આરોપ મૂકી ફટકાની સજા કરેલી.'

'ફટકાની? ફટકા મારવામાં આવેલા?'

'નાજી, માત્ર શિક્ષા લખી એટલું જ. પણ પછી ગમે તે કારણસર ફટકા મારવાનું મુલતવી રાખી એને બદલે જેલની એક એકાંત કોટડીમાં લઈ જઈ માર માર્યો એમાંના બે જણ તો ભયંકર હાલતમાં છે. તદ્દન બેભાન... .'

'ને એક તો શહીદ પણ થઈ ગયા.'

'શું?' નલિન ચકિત થઈ ગયો.

'ના, શહીદ નથી થયા. એ ખોટી અફવા હતી.'

'એ કોણે કહ્યું!'

'જેણે મને બધી વાત કરી એણે જ.'

'તમને એણે ક્યારે કહ્યું?'

'આજ સવારે નવ વાગે.'

'ત્યારે તો તમે કદાચ વધુ સાચા હો! છતાં આપણે તપાસ કરી જોઈએ. હા, પણ એમા કોણ કોણ મારનાર હતું એ ખબર છે?'

'એક તો હુમ, એક વૉર્ડર સુલેમાન, સુબેદાર, ચક્કરનો હવાલદાર, અને કેટલાક કહે છે કે મારા ભાઈ પણ.'

'ના એ ન હતા.'

'એમ ? છતાં એ એમ કરે ..' નરેન્દ્ર બોલતાં બોલતાં અટકી ગયો.

'તમે ઠીક આવી ચડ્યા, હો ? નહિતર ભારે ગોટાળો થાત.' એણે કહ્યું. 'તો તમે મારી સાથે રાજપાળભાઈને ત્યાં જ ચાલશો ? આપણે આખી વાત એને કહી દઈએ. તમે હશો તો વધુ ફાવશે. આવશો ? એકાદ પીરિયડ મોડા થશો ખરા.'

'જરૂર. એમાં શું ?' નરેન્દ્રને થયું, પોતે કેટલો ઉપયોગી હતો—આખા કોયડાનો જાણે નિવામક. 'હું તો એ જ કહેવાનો હતો કે આપણે જે કાંઈ પગલાં લેવાં હોય તો જલદી લઈએ; કારણકે ત્યાંની પરિસ્થિતિ ખૂબ ભયંકર છે. મને કહેનાર ભાઈ પણ ઉપવાસમાં આજ સુધી નહોતા જોડાયા ત્યારે જ મળી શક્યા. ઉપવાસીઓને તો હલવા-ચલવા જ નથી દેતા અદર જ ખરે બપોરે સખત કામ લે છે.'

'ચાલો ત્યારે આપણે ઊપડીએ ! તમે આ ચિઠ્ઠી મુખ્ય અધિષ્ઠાતાને આપશો ?' એણે ચિઠ્ઠી આપવા હાથ લબાવ્યો ને કહ્યું.

નલિન ચાલ્યો ગયો

'ચાલો, આ બાજુ.' રમાનાથ ને નરેન્દ્ર બીજી ગલીમાં વળ્યા.

'તમારા ભાઈ ગુસ્સે નહિ થાય ?'

'અમારે લડવાનો સંબંધ છે ને મારો એ દાવો જો એ મંજૂર નહિ રાખે તો જોઈ લઈશ.'

રમાનાથ ઘડી વાર આ જુવાન સામે તાકી રહ્યા.

'તમે લડાઈમાં પડેલા ?'

'ના, જવાનો હતો, પણ બાપાએ ન જવા દીધો. હજુ ઇચ્છા થાય છે, પણ શા માટે નથી જતો તે સમજાતું નથી.'

'તમે જેલમાં ગમે ત્યારે પ્રવેશ કરી શકો છો !'

'અંદરના ભાગમાં અધે જ નહિ. માત્ર દવાખાનાના વિભાગમાં જ ને તે પણ કાંઈક કામને મિષે.'

'ત્યારે જેમને માર પડ્યો છે એમને તો જો એ હૉસ્પિટલમાં હોય તો જ તમે મળી શકો, ખરું?'

'હા, પણ બીજી કેટલીક એમના અંગેની જ તપાસ થઈ શકે'

'આપણે એ જ કરવું છે. જાતે જ મળી શકાય, જોઈ શકાય તો સવાલ જ નથી નહિતર પછી કટકે કટકે આપણે હકીકતો મેળવી લેવી પડશે'

'આવો કિસ્સો બીજે કયાંય બન્યો હોય એમ સાંભળ્યું છે?'

'ઓહો! પાર વગરના! ક્રાંતિકારીઓને આથી પણ વધુ ત્રાસ ને રિબામણીમાંથી પસાર કરવામાં આવે છે તમે કદાચ નામ તો સાંભળ્યું હશે–નારાયણસ્વામી'

'દાદાને બરાબર ઓળખું છું–ઑફિસમાં કામ કરતા તે.'

'હા, એ જ દાદા. એમને પૂછી જોજો એ ઘણું કહેશે.'

'તમે દાદાને ક્યાંથી ઓળખો?'

'હું? અમારે તો ઘણો જૂનો પરિચય! એમણે તો મને માણસ બનાવ્યો–મારા જેવા કેટલાયને'

'એમ! ત્યારે તો આ અહેવાલ ...'

'આપણે એ વિષે વાતો વળી ફરી મળશું ત્યારે કરશું.'

## : ૨૫ :

આજે સવારે મનોજ વહેલો જાગી ગયો. ઉપવાસીને નિદ્રા ઓછી જ આવે છે; એમાં યે આજે તો એમને ઉપવાસ શરૂ થવાનો હતો. તે દિવસે સાંજે રામુએ વહે જણને ફટકાને બદલે ચાર માર્યાના સમાચાર આપ્યા ત્યારથી સૌએ એને માટે માનસિક તૈયારી કરવી શરૂ કરી હતી; શરીર તો કેટલો માર ઝીલશે એ સૌને ખબર હતી.

ઉપવાસના બીજે જ દિવસે ડેપ્યુટી જેલર આવ્યો અને અનિલને બહાર કઢાવી છઠ્ઠા ચક્કરમાં મોકલી દીધો. અનિલ હસીને પોલીસ સાથે ચાલતો થયો.

'તુમારે હંગરસ્ટ્રાઇક કરના હો તો કરો, હમ તુમકો વોર્નીંગ દેતા કે પીછેસે પસ્તાયગા. આજ તો પાની દેગા, લેકીન કલસે પાની ભી બંધ હોગા. તુમારે બોલના હો તો જરૂર બોલો લેકીન ઉસમેં ખાણા છોડનેકી કયા જરૂરત હૈ!'

પણ કોઈએ કાંઈ જવાબ આપ્યો નહિ એટલે ચાલતો થયો.

અનિલના ગયા પછી બધા સાવ નીરસ, ફિક્કા ને નિષ્ક્રિય બની ગયા; સવારના રામુ દાતણ કરવા બોલાવે ત્યારે પણ બહાર નીકળવા કોઈ ઇચ્છતું નહિ; બધો વખત ઓરડીમાં જ હાઈ રહેવું પસંદ કરતા. સવારના સાત વાગે નજરઅલી એમને ખડાબેડીમાં લટકાવતો. વચ્ચે વચ્ચે બપોરે ચારથી સાડાચાર છોડીને પાછો ૭ વાગ્યા સુધી લટકાવી દેતો. બધો વખત બારણાની સાથે સાંકળોથી જકડાયેલા એ ઓરડીઓમાં લટક્યા કરતા.

ત્રીજે દિવસે બીજા બે જણને લઈ ગયા, અને એક જણને બેડી છોડી ચક્કી પીસવા આપી, પણ પાંચ શેર પણ પૂરું પીસ્યા સિવાય એ બેસી ગયો

જે દિવસે રામુએ તબૂમાં બધા ઉપવાસ પર ગયાના ખબર આપ્યા ત્યારે યે ઘણાખરાએ એની સાથે કાંઈ જ લાગતું-વળગતું ન હોય એવી રીતે સાંભળ્યા. ન કોઈએ કાંઈ ઉત્સાહ બતાવ્યો કે ન કોઈએ કાંઈ ટીકા કરી તેરે જણાએ અવિચલિતપણે સાંભળી લીધું હવે માત્ર તેર જણા રહ્યા હતા, ને એમાં યે છેવટના દિવસે કેટલા જણ એકબીજાની પડખે-વાત કરવા જેટના પણ નજદીક-હશે એ કયા ખબર હતી? સૌ હવે એક જ ઇચ્છા રાખતા હતા કે કોઈ રીતે બેભાન થઈ જવાય અગર તો એકાદ મીઠી ઊંઘ આવે, અને ફરી પાછા ઊઠીએ જ નહિ

ચોથા દિવસે સંધ્યાકાળે મનોજ એની કોટડીમાં બેઠો બેઠો સંધ્યાના અનેકરંગી કિરણોથી શોભિત આકાશના એક ખંડ તરફ જોતો હતો સંધ્યાકાળ કલ્પનાશીલ માણસને અનેક રીતે ઉત્તેજે છે સંધ્યાકાળનું વાતાવરણ એવું ઘેરું સુસવેદ્ય અને મનોહારી હોય છે કે એમાં એ સ્વપ્નમૂર્તિઓ ઘડે છે અને ભાંગે છે, એની સાથે રમે છે ને રિસાય છે અનેક શિલ્પો ઘડીને થાકતો એ રજનીના ખોળામાં ઢળે છે મનોજ પણ અત્યારે નાનકડા અનેક રંગ પૂરેલા નભશકલ તરફ જોતો અનેક મૂર્તિઓ ઘડતો ને ભાંગતો હતો, એમાં એણે પ્રકાશ ને પ્રદ્યોતની પથારી જોઈ એમને માર ખાતા જોયા પ્રકાશના શબની સ્મશાનયાત્રા જોઈ, પોતાને પણ મૃત્યુ વશ થતો જોયો ઉપવાસે એની કલ્પનાને અત્યંત ઝડપી અને ગૂંચવણવાળી બનાવી દીધી હતી પોતે જાણે મૃત્યુ વખતે દાદાની પાસે ગીતા સાંભળતો હોય એમ કલ્પ્યું પોતાની પાસે કાયદા પાળવાની કબૂલાત લેવા માટે હુમ જાણે ધમકાવતો હોય એમ

લાગ્યુ ઓચિતાનુ એને લાગ્યુ કે એણે ચીસ પાડી એ જાગી ઊઠ્યો ત્યાં આકાશમા એ લાલપીળો ટુકડો પણ ન હતો અત્યારે તો આખા વોર્ડમાં અધારુ ઊતરલુ હતું સંધ્યાએ એને તદ્રામા નાખ્યો હતો એણે સ્વસ્થ થઈને સભારવા પ્રયત્ન કર્યો શુ પોતે ચીસ પાડી હતી કે બીજા કોઈએ ચીસ પાડી? કે ભ્રમ થયો હતો?

'નારણભાઈ, તમે કોઈની ચીસ સાભળી?' એણે પૂછ્યુ

'ના, ના, મને કાઈ સભળાયુ નહિ '

'મને એવુ જરા લાગ્યુ '

'શુ ત્યારે મે સાંભળી એ ચીસ ખોટી?' એણે વિચાર કર્યો 'તુમને જોઈ હુ ચીસ પાડી ઊઠ્યો એ શુ હતું? ' શુ ત્યારે એના બીકણ મને જ આ ચીસ પાડી હતી? 'પ્રમશભાઈ અદ્યોતભાઈ, આનદભાઈ બધાને ધકલી-કોલ દઈને હજી હુ ડરૂં છુ? હાય! હાય! હજી યે હુ બીકણ? કેવળ સ્વપ્નાભાગથી હુ ડરી ગયો?' એને પોતાની જાત પર તિરસ્કાર છૂટ્યો 'દાદાજી મારા વિષે આવુ ધારતા હશે?' એણે પ્રશ્ન કર્યો 'ના, ના, એ ભ્રમ જ હતો '

'પણ એ ભ્રમ આવે ક્યાથી?' મને પ્રશ્ન કર્યો 'તારામા ક્યાંક પણ નબળાઈ ભરાઈ બેઠી હશે ત્યારે ને!'

'નબળાઈ શાની વળી?' એણે ભમ્મર ચડાવી પ્રશ્ન કર્યો

'કેમ નબળાઈ નહિ? સ્વપ્નામા જ તુમને જોઈ ચીસ પડાઈ ગઈ એ જ નબળાઈ નથી?'

'કોણ કહે છે ચીસ પાડી હતી? ચીસ પાડી જ ન હતી. એ તો માત્ર મને લાગ્યુ જ હતું, ચલ અહીંથી ' એણે મનને દબડાવવા માંડ્યું. તોબરો ચડાવીને મન જાણે રિસાઈ ગયુ. એ ઊંઘ માં પડ્યો. વહેલો ત્રણ વાગ્યે જાગ્યો ત્યારે મને પાછો કુમતો કર્યો હતો એ હજુ ભૂલી ગયું ન હતું

'તારા કરતા આ રામુ, આ મીનલ નહિ બહાદુર, કે કાંઈ સ્વાર્થ નહિ, કાંઈ દોસ્તી નહિ ને તમારા બધાને માટે આવા જોખમ ખેડે છે આજ સવારે જ 'ગામમાં હોહો થઈ છે, તાર કર્યા છે,' એ બધુ કોણે આવીને કીધુ ? એને કેટલા જોખમ ખેડવા પડ્યાં હશે, કહો જોઈએ ? એ શુ કામ ? તમારી પાસેથી એને શુ જોઈએ છે ? એણે એક દિવસ તમને ભાઈ તરીકે સ્વીકાર્યા એટલે ? એમ તો તમે આ બધા ગવા એમને ભાઈ તરીકે નથી સ્વીકાર્યા ખરુ ? ને હવે કેમ બીઓ છો ? ચીસ પડાઈ ગઈ એવો ભ્રમ કેમ થાય છે ? તમારી છાતીએ હાથ મૂકો જોઈએ–ક્યા યે એમા ભય છે કે નહિ ? તે દિવસે બપોરે ગોળા ઉપાડવા લઈ ગયા'તા ને પ્રદ્યોતે ચીસ પાડી, ત્યારે તમારા શરીરમા થરથરાટી નહોતી પસાર થઈ ગઈ ? હજુ યે જેલરના પગલા સાભળી છાતીના ધબકારા એકસરખા જ રહે છે ? હા, એ વાત સાચી કે તમે બહાદુર છો, જાગ્રત છો, એટલે તમારી કોટડી આગળ આવે ત્યારે ગભીર ને કડક મુખે બેસી રહો છો, ને જવાબ પણ જડબાતોડ આપો છો, એની ના નહિ પડાય, પણ તમે મને નબળાઈ છે જ નહિ એમ કહી ખોટુ પાડવા માગતા હો તો તો ખાડ ખાઓ છો, સમજ્યા સાહેબ' બોલીને કેમ મૂગા થઈ ગયા ? મિયાની મીંદડી જેવા ?'

પણ મનોજે કાંઈ જવાબ આપ્યો નહિ. માત્ર એક નિસાસો નાખ્યો, એની આખો ભારે થઈ ગઈ. એ ઊંઘમા પડ્યો.

એક કલાકે જાગ્યો ત્યારે પાછલી હારમા બુલદ સ્વરે કોઈ તુલસી રામાયણ વાચતુ હતું એણે ઊઠીને કોગળા કર્યા મોઢું કડવું થઈ ગયુ હતું થૂક એટલુ ચીકણું થઈ ગયુ હતુ કે થૂકવાનુ મન જ ન થાય. અશક્તિને લીધે જમીન પર પગ સ્થિર મડાતા ન હતા. કોગળા કર્યા એટલો વખત પણ ઊભા રહેતા એના પગ દુખી ગયા. પથારી પર આવી એણે પ્રાર્થના કરવા માંડી, પણ એનું

ધ્યાન રામાયણની ગવાતી ચોપાઈઓ તરફ દોરાયુ સામનો કર્યા સિવાય એણે મનને ત્યાં જવા દીધુ સવારની ઠંડી ને નિસ્તબ્ધ શાંતિમા એને એ બુલંદ અવાજ વધુ ભાવમય લાગ્યો પોતે પણ એમા તન્મય થવા લાગ્યો ઉત્તરહિંદુસ્તાની ભૈયો ઉત્તરકાંડમાથી પાઠ કરતો હતો

સબ મોહી પ્રિય નહીં તુમહી સમાના
સબ કહ પ્રિય સેવક યહ નીતિ મોરે અધિક દાસ પર પ્રીતિ.
તાતે મોહી તુમ અતિ પ્રિય લાગે મમ હિત લાહી ભવન સુખ ત્યાગે
અનુજ-રાજસંપત્તિ વૈદેહી—દેહ ગેહ પરિવાર સનેહી
અબ ગૃહ જાહુ સખા સબ ભજહુ મોહી દૃઢ નેમ,
સદા સર્વગત સર્વહિત-જાની કરેહુ અતિ પ્રેમ,
તબ અંગદ ઊઠી નાઈ શીર સજલ નયન કર જોરી
અતિ વિનિત બોલે મનહુ પ્રેમરસ બોરી
સુનુ સર્વજ્ઞ કૃપા સુખસિંધો દીન કૃપા કર આરત બંધો,
મરતી વાર નાથ મોહી બાલી ગયે તુમ્હારે પગતર
અશરણ શરણ બિરદ સભારી મોહી જનિત જટ ભૂતમયહારી,
મોરે પ્રભુ તુમ ગુરૂ પિતુ માતા, જાહું કહીં તજ પદ જલ જાતા

નાનપણમાં એણે ઘેર રામાયણનો પાઠ થતો સાંભળ્યો હતો ઘરનાને એની આસપાસ ભાવિકતાથી વીંટળાઈ વળી બેસતા જોયાં હતા પણ ત્યારે એને મન 'રામાયણ એટલે હનુમાનના ભૂસકા, રામ અને લક્ષ્મણના બાણોના સુસવાટા કે કબંધ કે જટાયુની લડાઈ એટલુ જ હતુ પછી તો નિશાળના અભ્યાસમા રામાયણ ભુલાયુ— યાદ આવ્યુ ત્યારે હનુમાનનું પૂછડું ને કબંધનું માથુ કોઈ રૂપકરૂપ ભેજાનો પાક હોય એમ લાગ્યુ અગત્યાશ્રમ, ને સર્પાસ્ત્ર માત્ર લોકોને ભમાવવાની વાતો લાગી સીતાને કાઢી મુકતો રામ કે શૂદ્રનો વધ કરતો રામ એને મન ઘૃણાપાત્ર બની ગયા અને એ બધુ એણે ભુલાઈ જવા દીધુ પાણ આજે—આજે એને એકાએક ગાનમા

બૂલ્રુ પડેલુ ભયત્રસ્ત વાછરડુ એના રખેવાળની વાંભ સાંભરે ને એના દિલમા જે અકથ્ય લાગણીઓ જન્મે તે અનુભવતી. એને અત્યારે માતપિતાની યાદ સતાવતી હતી નાનકડી બહેનની યાદ બેચેન કરી મૂકતી હતી. એના પર ઝઝૂમી રહેલો ત્રાસનો પંજો એને બિવગવતો હતો. અનેક ઠેકાણે એની ઉશ્કેરાયલી કલ્પનાએ ઊભાં કરેલા ચિત્રો એને અસ્થિર કરી મૂકતા હતાં. એના શ્રેયસ ને પ્રેમનો ઝઘડો ચાલતો હતો ત્યાં એ પુણ્યશ્લોક રામ, ભારતવર્ષના કરોડો અજ્ઞાન પીડિતોનું એક જ આશ્વાસન, એ રઘુવીરચરિત ગવાતુ સાભળ્યુ એ સ્થિર થયો એની બધી કલ્પનાઓ પણ જાણે કેમ એ બુલંદ ને ભય રેલાવતા સૂરે વિખેરી નાખી. એની નજર આગળ ઉત્તરકાંડનો એ આખો પ્રસંગ તરી રહ્યો. એણે ફરીવાર એ ગાથાઓ બોલવા પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ એનુ આખુ હૃદય સફળતાથી ભરાઈ ગયુ હતુ એને એ વાચામા મૂકવા અશક્ત હતો એક જ શબ્દ રમી રહ્યો 'ભક્તિ'

*

સિપાઈના આવવા પહેલા થોડી વારે નારણભાઈએ મનોજને બોલાવ્યો

'મનોજભાઈ, તમે રામુને કાંઈક કહીને ઇસ્પિતાલે મોકલાવો ને! એ તો કાલ કઈ જોયુ, પણ ઈ' તો ક', કે ના હુ તો આઈ જ ગઈશ, કાંઈક ને કાંઈક કામ પડે ત્યારે? ને પાછો કોણુ જાણે ફાયો ય વૉર્ડર આવે!'

છેલ્લા બે દિવસ થયા રામુને તાવ આવતો હતો ગઈકાલે બપોરે તો માથુ ને તાવ બન્ને ચડ્યાં સાંજે નારણભાઈએ દવાખાને જવાનુ કહી જોયુ, પણ એણે માન્યુ નહિ. એણે ક્યારે ખાધુ એ તો કોઈને ખબર પડતી નહિ. આખો દિવસ બધાનાં ઓઘા સામે તાકતો એ ઓસરીમાં બેસી રહેતો કે આડે પડખે

થતો, વચમા વચમા પોતે ઉપવાસ કરેલા એની હકીકત કહેતો બધાને કેવા નવ દિવસ સુધી ખાવાનુ કે પીવાનુ આપ્યા સિવાય ઓરડામા પૂરી રાખેલા, અને પછી મોટા મોટાને ફોડી બાકીનાને કેવી રીતે રિબાવી રિબાવીને ધાર્યું કબૂલ કરાવેલુ એ બધુ કહેતા એ એનો તાવ કે માથુ નીસરી જતો બધાની છાતી આ બધુ સાંભળીને બેસી જતી, થતું કે પોતાના પણ આવા હાલ કેમ ન થાય? પણ એ સાથોસાથ કહેતો 'ઈ જમાના તો ગિયા હવે એવુ થાવુ બહુ મુશ્કેલ, ને ઇયે તમારી ઉપર? એને ભારે પડી જાય, જુઓને આ પ્રકાશભાઈ ને એમને માર્યો તે કેવી ધમાલ થઈ પડી છે?'

'કેવીક!'

આજ તો મોટા સા'બને સોત મોટર લઈ ગામમા જવુ પડ્યુ'

'તે એમાં શુ? ગામમા તો જાય?' મનોજ હસ્યો

'ના, રે ના, આ તો રેલિફોન આવ્યો ને ભાઈ હાફળા ફાંફળા ઊપડયા'

'અરે એની બરી માદી હશે!'

'ના, રે ના, એની મઢમ તો મજાની રાતી ગણ જેવી છે'

'તુ જોઈ આવ્યો હઈશ ખરુ?'

'સાચેસાચ, મને તો બધેય જાવાની છૂટ છે ને હુ તો ઘણી યે વાર ગિયો છુ જોઈ હોય તો જાડી ઘોડકા જેવી, રોજ ની બે કૂકડી જોઈ છી બે કુમડી' બધા હસી પડ્યા ને એ પણ હસતો સાવ ફિક્કુ—કાલો વચ્ચે વૈતાલ હસતો હોય ને!

પણ આ બધા વચ્ચે પણ એ સદા છે એ આખરે વરતાઈ ગયુ પણ એણે એ કબૂલ કર્યું નહિ

બપોરે મનોજ પથારીમાં પડ્યો હતો, હજુ કાને જ ખડા

બેઠીના ચાર દિવસ પૂરા થયા હતા. ઉપવાસ ઉપરાંતની આ સજાએ પથારીમાં પણ અસુખ પેદા કરવા જેટલી અશક્તિ એમનામાં આણી હતી; આમ ને આમ ઘડી–પળો ગણવાથી એ કંટાળ્યો હતો.

'શું જતીન ને એ બધા આમ કંટાળી ગયા હશે?' એને પ્રશ્ન થયો. એની નજરમાં એણે યતીનની ક્ષીણ કાયા જોઈ–'પણ એ તો હસે છે, વાતો કરે છે' ને અહીં પોતે તો પાંચ ઉપવાસે થાકી ગયો હતો. જીવનમાં પ્રસન્નતા, ગગોની ક્ષીણતાને બદલે કંટાળો અને દૌર્બલ્ય દાખલ થવા માંડ્યાં હતાં; ધર્મને માટે મરનારના મુખ પર આનંદ હોવો જોઈએ, એની દૃષ્ટિ તો નિર્મળ અને તેજસ્વી બનવી જોઈએ. એણે સહેજ સ્મિત કર્યું અને ઊઠવા પ્રયત્ન કર્યો ત્યાં ઓસરી પાંચ–સાત માણસોના અવાજથી ભરાઈ ગઈ. એણે મોઢું ફેરવ્યું તો સુપરિન્ટેન્ડેન્ટ, સૂબેદાર, ડૉક્ટર વગેરેનું ધાડિયું ઊભું હતું.

'તુમ કાયકુ નહિ ખાતા?' સુપરિન્ટેન્ડેન્ટે પૂછ્યું.

મનોજે કાંઈ જવાબ આપ્યો નહિ, એમ ને એમ બેઠા રહી એણે ટોળા તરફ તાકવા કર્યું. સુપરિન્ટેન્ડેન્ટ પણ આ નાનકડા, દુર્બળ, મનને મીઠા લાગે એવા છોકરા તરફ તાકી રહ્યો, ઘડીભર બન્નેની આંખો મળી ને તરત જ સુપરિન્ટેન્ડેન્ટ 'Have him out, have him out' કહેતો કહેતો આગળ ચાલ્યો ગયો.

બધાને બહાર કાઢ્યા એટલે તેરે જણ એકબીજાની સામે જોતા મૂંગા મૂંગા ઊભા રહ્યા. બપોરના તાપમાં અમલદારોને આ દૃશ્ય અકારું લાગતું હોય એમ લાગ્યું.

'દૃખો, સુપરિન્ટેન્ડેન્ટ સા'બ આયા હૈ, વો કહતા હૈ તુમ કો કુછ ફરિયાદ હો તો બોલો, ઉસકા ફેસલા દેનેકે લિયે વો તૈયાર હૈ.'

'We don't want to talk with anyone as

long as three of us are in the next ward" એક જણે કહ્યું

'અચ્છા, ઉનકો લેઆઓ' સુપરિન્ટેન્ડેન્ટે કહ્યું એમાંના કોઈને માર્યા નથી એ ખાતરી થતાં સૌને નિરાત થઈ

'તુમ લોક યે ક્યા કરતા! કુછ બાત હૈ તો ખાના છોડ દિયા, ઐસા ઠીક હૈ? કુછ બાતચીત, કુછ ફરિયાદ કરના ચાહીએ' સુબેદારે કહ્યું

થોડી વારે ત્રણે જણને ચક્કરમાં લાવ્યા બધા એમની તરફ જોઈ આશ્ચર્યથી થંભી ગયા ત્રણેએ કેવળ શણના લંગોટ પહેર્યા હતા ત્રણેના હાથમાં રેવેટ-બેડી નાખી હતી, તેડવા ગયેલ વૉર્ડરે બધાનાં દાળ અને રોટલાવાળાં થાળી-પાટ ઉપાડ્યાં હતા ત્રણેના મોઢા બધાને વધુ ફિક્કાં લાગ્યાં આંખો વધુ ઊંડી ઊતરી ગઈ હોય એમ લાગ્યુ

'આમ! અનિલભાઈ!' મનોજે ગળગળા સાદે કહ્યુ અનિલ જવાબમાં સહેજ હસ્યો ધ્યાન ન રહેતાં લથડિયું ખાધું ને પડતાં પડતાં રહી ગયો-પણ આજે અમલદારો હસ્યા નહિ એ વધુ સ્થિર-વધુ વિચારપૂર્ણ બન્યા

'તુમ મિલકે આપસ આપસમે કુછ બાત કરલો, પીછે સાબકો બોલ દો'

'These fetters should be removed first, then we can go further'

એક જણે ગુસ્સે થઈ કહ્યું

'મગનભાઈ, ઉતાવળ શા માટે કરો છો? આમ આવો, આપણે બધું સાથે જ કરી લઈએ.'

બધા જરા દૂર ઓસરીમાં ટોળુ વળીને બેઠા અમલદારોનું ટોળુ મૂગુ મૂગુ આ નિહાળતું હતું

'આપણે શરતો તો પહેલેથી જ નક્કી કરી રાખી છે, પણ એમની પાસે મૂકીએ તે પહેલા એકવાર ફરીથી સભારી જઈએ' બોલતાં બોલતા અનિલ ઓરડીના ભોંયતળિયા વચ્ચે બેઠો અને બેઠી જડેલા હાથ ઢીંચણ પર ટેકવ્યા

'પહેલુ તો આ બધી સજાઓ નાબૂદ થાય ' એક જણે બેઠી તરફ આગળી ચીંધી

'પહેલુ તો એ નહિ, પણ પહેલુ એ કે આપણુને ફરી વાર આવુ કાઈ ન બને એની ખાતરી આપે ' અનિલે નિશ્ચિત અવાજે કહ્યુ 'અને .' એણે ઉધરસ ખાધી ને થૂકવા ઊઠ્યો સૌએ જોયુ કે એના ગળફામા લોહી પડતુ હતું, ઉધરસ ખાતા એના ફિક્કા ગાલ પર લાલી ચડી આવી હતી

'બીજુ, પગ પર હાથ મૂકવા અને વાંકા નીચે એ બન્ને વરતુ અપમાનજનક હોવાથી નીકળી જાય. ત્રીજુ, આપણા જે ભાઈઓને માર્યા છે એને મટે તપાસ કરવાનુ વચન આપે, અને એટલુ જ નહિ પણ દિલગીરી દર્શાવે, હોસ્પિટલમા આપણા બગ દાસી રહે ને પાચમુ મને હમણા સૂઝ્યુ કે આપણામાથી બે અગર ત્રણ જણને પ્રકાશભાઈ વગેરેની તબિયત જોવા જવા દે કાઈ બાકી રહે છે ?'

'ના '

'મતભેદ ?'

'ના '

'કદાચ કબૂલ નહિ કરે '

'કાઈ ફિકર નહિ '

'વિનયભાઈ, તમે !'

'હવે સાથે જ.'

'બે ચાર !'

'બગ મંળી રહેશે.'

'ચાલો સારે' અનિલ ઊઠ્યો અને આગળ જઈ બધી સાગણી ફરી બતાવી અને ઉમેર્યુ

'You are the Superintendent, and if you wish these all things can be granted at any moment, you may grant or not, but you must bear in mind that *we are not going* to move an inch from our destination, having pushed two or more of us in that horrible hell–in the hands of Mr Hume at any cost, even at the cost of our own life We are to to fight and upto the last breath, because we are right in our proposals and for truth sake we are ready even to pass in hell;–even under such brutal punishments–even under shadows of death'

'I am *certainly* sorry for that.' સુપરિન્ટેન્ડેન્ટે ધીમેથી કહ્યુ 'But I *must frankly* tell you that a *certain law* cannot be changed, but I promise you that from hereafter we shall never mind of these putting hands on feet and other discipline, and I shall ever hear you whole heartedly, and wish that you shall never get injustice. For the boys who are beaten, I am certainly sorry, and I am searching into the whole matter, and I even

ask for your help, for bardosi give their names to Mr. Yashvant, and so take any three of them to see their friends in the hospital; your punishments are removed from this moment; anything remaining ?' એણે પૂછ્યું.

'Only change of your heart.' હસતાં હસતાં અનિલે કહ્યું.

'Oh ! that's...and well doctor,-take their weights and have them change of diet if they need.' કહી સુપરિન્ટેન્ડેન્ટ એના ધાડિયા સાથે ઊપડયો. અનિલ પગથિયાં સુધી વળાવા ગયો અને કહ્યું:

'Thank you.'

'No mention please, I was just going to thank you.' સુપરિન્ટેન્ડેન્ટે પાછા ફરીને કહ્યું. બધા હસી પડયા.

'આટલો ઝપાટાબંધ ફેરફાર ?' એક જણે પૂછ્યું.

'શુમ કેમ નહિ ?'

'શરમ આવતી હશે, મૂછ નીચી થાય ને!'

'કાંઈ સમજાયુ નહિ; જે કહ્યું તે ટપોટપ કબૂલ કરી લીધું. મેં તો માનેલું કે હજુ એક-બે દિવસ ખેંચવા પડશે.' અનિલે કહ્યું.

'આ લોકો ફરી જાય તો ?' મનોજે પૂછ્યું.

'તો શું વળી ? ફરીથી લડવુ પડે. એ તો જ્યાં સુધી આપણાં બાવડાંમાં બાઝવાની તાકાત હોય ત્યાં સુધી જ સ્વમાનભેર રહી શકાય; સમાધાન ટક. ને આ લોકોનો વિશ્વાસ શું ! ગાંધી-ઇરવીન તહકુબી જેવી તહકુબી દસ મહિનામાં તૂટી ગઈ ત્યારે આનો શો હિસાબ ? આપણે તો લડવાનુ જ, જો સ્વમાન સાચવવું હોય તો.' અનિલે હસીને કહ્યું.

'અનિનભાઈ' દાદા ત્યાં બોલાવે ' ગમુએ કહ્યુ

અનિલ ચોગ–માગણા પાસે ગયો, પાછા આવીને કહ્યુ

'હુમ અદરના ભાગમા સમાધાન કરવા ગયો છે બહાર તો ધમાલ મચી છે-વિરોધના સરઘસો ને સભાઓ સખ્યાબધ થયા છે '

'હા, એમા તો આપણે બાકી રાખીએ તેમ નથી '

'મુખ્ય મુખ્ય પત્રોએ અગ્રલેખો પણ આ પર લખ્યા છે '

'એમ ? ત્યારે તો ઠીક કહેવાય '

'ખાવા બેસીશુ ?' એક જણે પૂછ્યુ

'હમણા કેવી રીતે ? અનિલભાઈ, પ્રવીણભાઈ બધાની બેડી નીકળશે પછી બેસાશે ને ?'

'હુ ધારુ છુ, આપણા સાદા કપડા પણ હમણા આવશે, એટલે નાહી-ધોઈ પ્રાર્થના કરીને જમીશુ ' અનિલે કહ્યુ

'અનિલભાઈ, ત્યાંની વાતો તો કરો '

'ત્યાં અમને કાઈ માર્યા ન હતા, ધમકી આપી હતી. પહેલે દિવસે ચક્કી પણ આપી, પણ કોઈએ એક–બે પાઉન્ડથી વધારે પીસ્યુ જ નહિ એટલે આ બેડી આપી તે પહેરીને બેસી ગ્યા '

'તકલીફ કેટલી પડી હશે!'

'ના, ના, ખાસ નહિ જાજરૂ જવાનુ હોય તો તકલીફ પડે ને પણ જ્યા ખાવુ જ ન હતું ત્યા જાજરૂ તો જવુ જ શા માટે હોય ? આપણા મનમા ખાતરી હતી કે ખાવુ પડશે ત્યારે બેડી નહિ હોય, ને બેડી હશે ત્યા સુધી ખાવાનુ નહિ હોય. માત્ર પેશાબ કરવાની પુષ્કળ તકલીફ હતી, પણ સમજીને પાણી જ પીવુ બધ કરી દીધેલુ કપડાં બદનવાના જ ન હતા ચક્કી વખતે લંગોટ પહેરેલો તે હજુ યે છે તમને અહીં કેવુક વીત્યુ ?'

'ખાસ નહિ, સામાન્ય.'

'બાકી સહન તો પ્રકાશભાઈ ને એમણે જ કર્યું. એટના

માર્યા છે કે કહે છે કે હજુ સુધી ભાનમા નથી આવ્યા આખો દિવસ બગ્ગીમા જ લપેટી રાખે છે. એમના ભોગે આપણને બચાવ્યા, નહિતર આપણી પણ એ જ દશા હતી!' એક જણે કહ્યુ બધા શાત થઈ ગયા વાતાવરણમા પ્રકાશ તથા પ્રદ્યોતની પધારી જેવા સૌ મથતા હતા.

કપડા આવ્યા, એટલે વાટ જોતા લુહાર પાસે બેડીઓ કઢાવી સૌ નાહવા બેઠા છેલ્લા પાચ દિવસ થયા કોઈ નાહ્યુ ન હતું. આજે કાયદો ન હતો, પોલીસ–કાયદાનો પ્રતિનિધિ–ઓસરીના એક છેડા પર બેઠો બેઠો વિધિની લીલા નીરખતો હતો

'આ શુ?' મનોજે બેડી કઢાવી આવેના અનિનનો હાથ ઝાલીને પૂછ્યુ

'યાદ' અનિલે હસીને જવાબ આપ્યો બન્ને હાથ પરથી ચામડી ઊખડીને બબ્બે આગળનો એક પટ્ટો પડી ગયો હતો.

સધ્યાકાળે સૌ કોટડીઓમાં બેઠા હતા, ત્યા જશવત વજુભાઈ, ઘનસ્યામભાઈ અને પ્રિયવદનને લઈને આવ્યો. બધાના હાલ જોઈ એમના મોમાથી અરેરાટી નીકળી ગઈ થોડી વાર અનિલ સાથે વાત કરી પાછા ફરતા હતા ત્યા પ્રિયવદને કહ્યુ

'જુઓ ને સાવ કેવા થઈ ગયા છે, જાણે મસાણનાં મડાં.'

'મડાં પણ જાગતા મસાણના હો!' અનિલે કહ્યુ અને એ મોતી વેરતો હોય તેમ ખડખડાટ હસી પડયો

ને આશીર્વાદ દેતી હોય તેમ અનિનની એક સૌરભમય લહરી આવી

# ઉપસંહાર

બીજે દિવસે મનોજ જ્યારે બરદાસી તરફ જવા તૈયાર થયો ત્યારે અનિલે કહ્યું

'આખરે મને નથી જવા દેવો ને?'

'કેટલાક ચાદ લેવા છે?'

અનિલ પાસે સ્મિત સિવાય જવાબ ન હતો

*

ભાનમાં આવ્યા પછી ત્રીજે દિવસે નરેન્દ્ર દવાખાનામાં આવી પ્રકાશ સાથેની એની જૂની ઓળખાણ તાજી કરી ગયો ને એ હાવે આખા કિસ્સાની રજેરજ હકીકત સંભળાવવા માગણી કરી પ્રકાશને એ દાવો કાઢી નાખ્યા જેવો ન લાગ્યો

બીજે દિવસે ખબર આવ્યા કે જેલર અને એના સાથી દારોને નોકરી પરથી ઉતારી મૂકી ખૂનની કોશિશ માટે પકડવામાં આવ્યા હતા

ને તે દિવસથી પ્રદ્યોત એવો ગંભીર થઈ ગયો કે એ ફરી ગાંડો થઈ જશે એમ પ્રકાશને ભય લાગવા માંડ્યો

*

હોસ્પિટલના એક ઓરડામાં પ્રકાશ ને પ્રદ્યોત બન્નેના ખાટલા પડખોપડખ પડ્યા હતા સામેની બારીમાંથી બાલસૂર્યનાં સપ્ત રંગી કિરણો બન્નેના ઓશીકા પર પડતા હતા બન્નેના ચહેરા તદ્દન સુક્કા ને કૃશ થઈ ગયા હતા—બન્ને ગાલે ખાડા પડ્યા હતા,

પણ ચહેરા પર કુમળાશ છવાઈ હતી એથી મોઢા પર કાંઈક નવું તેજ આવ્યું હોય એમ દેખાતું. દૂર ખૂણા પર નળ નીચે મનોજ રૂમાલ ધોતો હતો.

'પછી મનોજ, નાનુભાઈ શા માટે જોડાયા એની કાંઈ ખબર પડી ?' પ્રકાશ પૂછતો હતો.

'પ્રિયવદનભાઈ એમ કહેતા હતા કે એમને છૂટવાને મહિના બે મહિનાની વાર હતી ને એથી કેટલાકને એમના પર આક્ષેપો મૂકવા ફાવે તેમ હતા.'

'એમના જેવા માણસ આવા આક્ષેપોથી ડરે એમ તમને લાગે છે ?' એણે પ્રદ્યોત તરફ ફરીને પૂછ્યું.

'મને એમનો પરિચય નથી.'

'તમે હમણાં વધુપડતા ગભીર કેમ રહો છો ? પાછું કાંઈ મગજ ઘૂમતું નથી ને ?' એણે પૂછ્યું.

'ના, ના.' એ પરાણે ઊઠી ઓશીકે ઓઠીંગણ દઈ બેઠો.

'ના કેમ ? હું ખોટું કહું છું મનોજ ?'

'મને પણ એવું લાગે છે.'

'ચાલો, હવે ગંભીર નહિ રહું, ચયુ ? તમારાથી ત્રાહ્ય તોબા ! જ્યારથી બોલવાના હોશ આવ્યા ત્યારથી મારું માથું ખાઈ ગયા.' પ્રદ્યોતે હસતાં હસતાં હાથ જોડ્યા

'મારું માથું ખાવામાં કાંઈ બાકી રાખી છે તે હું હવે ન ખાઉ?'

'કોનું માથું ખાવું છે ?' દાદાએ હાથમાં ચંબુ સાથે પ્રવેશ કર્યો. એની સાથે નરેન્દ્ર ને અનિલ હતા

'ઓહો ! દાદાજી !' પ્રકાશે ઊઠતાં કહ્યું.

'સૂઈ રે, સૂઈ રે.' દાદાએ કહ્યું ને પાંગતે બેઠા.

'અનિલભાઈ, તમે ક્યાંથી ? પ્રદ્યોતે અનિલને પોતાના ખાટલામાં ખસડતાં કહ્યું.

'તમને બન્નેને આમંત્રણ આપવા '

'શાનું ?' પ્રકાશે પૂછ્યું

'આજે સા મેળાવડો રાખ્યો છે '

'ક્યા સેપરેટમાં ?'

'હા '

'અમને આવવા દેશે ?'

'હોવે હવે તો સેલ્ફ ગવર્નમેન્ટ છે સા શું ? એમા યે નવો જેલર આવ્યા પછી તો સંપૂર્ણ સ્વરાજ જ છે બધી જ વાત ધનશ્યામભાઈ, નાનુભાઈની સલાહ લઈને જ થાય '

'ધનશ્યામભાઈને ?' પ્રદ્યોતે પૂછ્યું

'કેમ કાંઈ બહુ લાગી આવ્યું ? અગ્નિ નથી ઓલવાયેલો ?' પ્રકાશે પૂછ્યું

'ના, રે ના અગ્નિ તો જે દિવસે આમને જોયા ત્યારથી જ શાંત થઈ ગયો છે ' પ્રદ્યોતે નરેન્દ્ર તરફ આંગળી ચીંધી

પ્રકાશે એક હર્ષભીની નજર નાખીને હાથ લંબાવ્યો બન્ને એ હાથ મેળવ્યા સહેજ દબાવ્યા દાદા આનંદપૂર્ણ નેત્રે આ નીરખી રહ્યા

'દાદાજી ! તમે શું ?' થોડી વારે પ્રકાશે પૂછ્યું

'હું ? હું તો આગ લાડકાને જમાડવા આવ્યો છું તે દિવસે તો ભૂખ મને ઉપાડી ગયો એટલે લાડુની યોજના ભાંગી પડી '

'પણ હવે જ લાડુમાં વધુ મીઠાશ આવશે.' પ્રકાશે કહ્યું

'વાહ ! તું તો એમ કરી આગળથી લાડુમાં તારો હક સિદ્ધ કરવા માગે છે ખરું ? બડો પકો છે, પણ યાદ રાખ ને તમને કોઈને એક કટકો પણ દેવાનો નથી. માત્ર બે જ જણને જ઼ગારી. એક આ લાડકાને ને બીજા રામુને '

એમણે મનોજને ખેંચી છાતી સાથે લગાડ્યો ને અનિલ-ને કહ્યું:

'ભાઈ, રામુને બોલાવ તો '

'' અમે તમારા લાડકાને રોજ અમારા ભાગમાંથી દૂધ આપીએ ને તમે અમને એક કકડો પણ નહિ આપો ? ઠીક એ તો જોઈ લેશું.' પ્રકાશ અને પ્રદ્યોત રિસાયા.

'ચાલ આપશુ, પણ પ્રસાદી જ માત્ર '

'અમારે એ જ જોઈએ છે' બન્ને જણા નતનયને બોલ્યા.

ને બારણામા ઊભો, ફિક્કો પણ પ્રેમે ભીંજાતો રામુ દેખાયો.



# નવાં પ્રકાશનો

જગતને ગોખે નિરંજન વર્મા
જયમલ્લ પરમાર ૩-૮
જીવનશિલ્પીઓ ,, ૨-૮
અડિંત કલેવરો ,, ૩-૦
જંગલમાં વસનારા ,, ૧-૦
પ્રેમી પંખીડાં ,, ,,
આંગણાના શણગાર ,, ,,
ઊડતા ભમી ,, ,,
કંઠે સોહામણાં ,, ,,
રૂપરૂપના અંબાર ,, ,,
પશમી અને બીજી વાતો
સ્વ. હરજીવન સોમૈયા ૨-૮
આશીપત્ર મનજી પરમાર ૩-૦
રાષ્ટ્રગીત સં. કરસનદાસ માણેક ૧-૮
રવિવંદના ૨-૮
ગ્રામ-એક સમસ્યા 'સોપાન' ૨-૮
શોધને અંતે લાભુબેન મહેતા ૨-૦
સો વર્ષ જીવવાની કળા
ડૉ. જટાશંકર નાન્દી ૨-૦
પુરુષાર્થની પ્રતિમાઓ ચંદ્રભાઇ ૨-૪
શંકરાચાર્ય (ન. આ.) સોમૈયા ૦-૮
પ્રવાસપત્રો ,, રા ના પાઠક ૦-૧૨
ભીપલા ,, મોહન ઠક્કર ૦-૬
અનુરોધી ઈન્દુલાલ ગાંધી ૦-૬
પાવકજ્વાળા ચુનીલાલ મડિયા ૩-૮
નિબંધદર્શન (૪૩/૪૪) છો. મા. ૭-૮
જીવનના વહેણો ૧ છો. પરીખ ૩-૦
પશ્ચિમના સમાગમમાં ઇ. સો. ૩-૦
ક્ર વિચારધારા 'દર્શક' ૨-૧૨

પરિભ્રમણ ઝવેરચંદ મેઘાણી ૩-૦
રવીન્દ્રવીણા ,, ૨-૮
વેરાનમાં ,, ૨-૦
સાંબેલાના સૂર ,, ૨-૮
'રંગ છે બારોટ!' ,, ૩-૦
માણસાઈના દીવા ,, ૨-૮
સંત દેવીદાસ ,, ૧-૦
લખચોરાસી પન્નાલાલ પટેલ ૩-૦
પ્રાચીના ઉમાશંકર જોષી ૨-૮
આલોચના રા વિ પાઠક ૩-૮
સાહિત્યવિહાર અનંતરાય રાવળ ૩-૦
પુનરાગમન ભા. ૧-૨
સ્વ. હરજીવન સોમૈયા ૫-૮
માંચાની વાડ હોલ કેઈન ૨-૮
દીઠું મેં આભડું જયા
રતિલાલ મહાલી ૩-૦
'દીપનિર્વાણ 'દર્શક' ૩-૪
સુવર્ણમૃગ રા. ના. પાઠક ૩-૦
દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ
પ્રાણશંકર જોષી ૩-૮
દવાનો છોડ ડૉ. ભૂપતરાય દવે ૨-૧૨
હઠીલા દર્દો ,, ૧-૮
દૂધ કાંતિલાલ શાહ ૨-૦
સાહિત્ય અને પ્રગતિ ભા. ૨ ૩-૦
સતાવન નગીનદાસ પારેખ ૨-૮
વરદાન સુરેશ ગાંધી ૨-૦
ઉર્વશી અને યાત્રી કુમેરા શુક્લ ૨-૦
મહોબતને માંડવે કરસનદાસ ૧-૦
પરિવર્તન પીતાંબર પટેલ ૪-૦